# અનુક્રમ



## ચિત્રોનો અનુક્રમ

# મુનશી દમ્પતિની કૃતિઓ :

**શ્રી. લીલાવતી મુનશી :**
રેખાચિત્રો અને બીજા લેખો
કુમારદેવી
જીવનમાંથી જડેલી : ખંડ ૧–૨

**શ્રી. કનૈયાલાલ મુનશી :**
વેરની વસુલાત [ ૨ જી આવૃત્તિ ]
મારી કમલા અને બીજી વાતો ,,
પાટણની પ્રભુતા [૨ જી આવૃત્તિ]
ગુજરાતનો નાથ [૫ મી આવૃત્તિ]
પૃથ્વીવલ્લભ [૩ જી આવૃત્તિ]
રાજાધિરાજ [૩ જી આવૃત્તિ]
કોનો વાંક ? [૪ થી આવૃત્તિ]
સ્વપ્નદ્રષ્ટા [૨ જી આવૃત્તિ]
ભગવાન કૌટિલ્ય
ડાકાની શરદી [ નાટક ]
ધ્રુવસ્વામિનીદેવી [ નાટક ]
પૌરાણિક નાટકો : પુરંદર
પરાજય, અવિભક્ત, આત્મા,
તર્પણ તથા પુત્રસમોવડી.
સામાજિક નાટકો-વાવાશેઠનું સ્વાતંત્ર્ય
બે ખરાબ જણ તથા આજ્ઞાંકિત
બ્રહ્મચર્યાશ્રમ [ નાટક ]
સ્નેહસંભ્રમ
શિશુ અને સખી
કેટલાક લેખો, ભાગ ૨–૩
થોડાંક રસદર્શનો :
સાહિત્ય અને ભક્તિનાં
આદિવચનો [ પ્રેસમાં ]
લોપામુદ્રા : પ્રથમ ખંડ નવલકથા
લોપામુદ્રા : દ્વિતીય ખંડ
૧ શમ્બર કન્યા [ નાટક ]
૨ દેવે દીધેલી [ નાટક ]
લોપામુદ્રા : તૃતીય ખંડ [ ,, ]
નરસૈંયો : ભક્ત હરિનો
Gujarata and Its Literature [ પ્રેસમાં ]
મારી બીનજવાબદાર મુસાફરી
[ પ્રેસમાં જશે ]
નર્મદ : અર્વાચીનોમાં આદ્ય
[ પ્રેસમાં જશે ]

# ઉપોદ્ઘાત

## ૧—નરસિંહ મહેતાની કૃતિઓ

૧

**નરસિંહ** મહેતાની કૃતિઓને લોકપ્રિયતાએ, મોઢે રાખી રાખી, કદરૂપી બનાવી દીધી છે. એની કૃતિની જુનામાં જુની પ્રત ઇ. સ. સત્તરમી સદીથી પહેલાંની મળી નથી.-અને તે પણ સંદિગ્ધ એવી હારમાલાની. એનાં કહેવાતાં પદો અર્વાચીન પ્રતોમાંથી અથવા કંઠસ્થ સાહિત્યમાંથી મળ્યાં છે. વળી ઓગણીશમી સદીના ગુજરાતી વિદ્વાનોની માન્યતા એવી હતી કે નરસિંહ રહ્યો નાગર, એટલે અર્વાચીન સંસ્કૃતમય ગુજરાતી જ બોલતો હોવો જોઈએ આ માન્યતાને પરિણામે તેમણે પદોની ભાષાને અર્વાચીન કરીને તેમના અસલ સ્વરૂપનો વિનાશ કર્યો છે. સૈકાઓ સુધી નરસિંહની કૃતિઓ જોડે એટલી છુટ લેવાઈ છે કે તેમાંથી નરસિંહની કાવ્યશકિતનું અસલ સ્વરૂપ શોધી કાઢવું અઘરું થઈ પડે છે. પણ એનાં વ્યક્તિત્વ, મેધા અને શબ્દમોહિનીની છાપ છુટી પડી આવે છે.

એની કૃતિઓના[1] ત્રણ મોટા પ્રકાર છે.

( ૧ ) ભાગવતના દશમસ્કંધનો અનુવાદ :

| | |
|---|---|
| અ કૃષ્ણજન્મ | ઇ નાગદમણ |
| આ બાળલીલા | ઈ દાણલીલા |

૧ લેખો તથા પત્રાંક માટે ગુજરાતી પ્રેસના નરસિંહ મહેતા કાવ્ય સંગ્રહનો ( ન. કા. સં. ) આધાર લીધો છે.

उ માનલીલા
ऊ રાસલીલા
ए સુદામાચરિત્ર
ऐ રૂકમિણીવિવાહ
ओ ગોવિંદગમન

(૨) ગીતગોવિંદનો અનુવાદ યા તેનાથી પ્રેરાએલાં કાવ્યો :

अ ચાતુરી છત્રીશી
आ ચાતુરી ષોડશી
इ સુરતસંગ્રામ

(૩) આત્મલક્ષી પદો :

अ ગોપીભાવ દર્શાવતાં પદો
आ મામેરું
इ શામળશાનો વિવાહ
ई વૈષ્ણવજનની મહત્તાનાં પદ
उ . લોકોના આક્ષેપોનો જવાબ
ऊ ઢેડના પ્રસંગનાં પદ
ए વૈરાગ્ય અને જ્ઞાનનાં પદ

ઊર્મિ અને લખાવટને ધોરણે આ કૃતિઓ કઈ ઉમરે થઈ તે નક્કી કરવું સહેલું છે, અને નરસૈયાનું ચરિત્ર મેં એ ક્રમ ઉપરથી ઉપજાવ્યું છે.

૨

નરસિંહ મહેતાનાં કાવ્યોમાં 'રાસ સહસ્રપદી' ગણાય છે. પણ એ વીશે મને અનેક શંકાઓ થાય છે. રાસ ગાવો એ નરસિંહે પોતાના જીવનનું પ્રથમ કર્તવ્ય માન્યું હતું, પણ આ કાવ્ય આખું એનું કરેલું નથી. ' રાસ સહસ્રપદી ' નામ કેમ અને કોણે આપ્યું તે જાણવામાં નથી. એમાં સહસ્ર પદ નથી. વળી એમાં બે કે ત્રણ જુદીજુદી કૃતિઓનાં પ્રારંભનાં અને અંતનાં પદો છે. આખી કૃતિમાં સુસંબદ્ધ વસ્તુ નથી. ' રાસ સહસ્રપદી 'નું નિરીક્ષણ કરતાં તેનાં પદોની નીચે પ્રમાણે વહેંચણી થઈ શકે:[૧]

૧ દશમસ્કંધના અધ્યાય ૨૯ થી ૩૩ ના કેટલાક ભાગનો સ્વતંત્ર અનુવાદ આ પદોમાંથી ક્રમે જડશે: ૧૧૭, ૧૪૬, ૧૪૭, ૧૫૪, ૧૮૬, ૧૮૭, ૧૪૧, ૧૬૭, ૯૬, ૭, ૧૭૦, ૧૭૧, ૧, ૨, ૩, ૪, ૫,

૬, ૯ અને ૧૦૪. પદ ૧૦૪ માં રાસ ગાવાસાંભળવાનો મહિમા છે તે અસલ ભાગવતના શ્લોકનો તરજુમો છે. આ પદથી પહેલી કૃતિ સમાપ્ત થવી જોઈએ:

.શીખે ગાય અને સાંભળે, હરિ રાધાનો રાસ;
તે નર વૈકુંઠ પામશે, એમ કહે નરસૈંનો દાસ.

૨ રાસવર્ણનનો પૂર્વાર્દ્ધ, જેમાં રાધા અને કૃષ્ણ બે નાચે છે, બને બીજા બધાને મુકીને ચાલી જાય છે; બીજી ગોપીઓ કૃષ્ણને ગોધે છે; પછી કૃષ્ણ મળે છે અને રાસ આરંભે છે. પદો, ૨૮, ૧૮૬, ૧૧૨, ૬૨ ૬૩, ૪૦, ૪૧, ૪૨, ૭૨, ૬૭, ૨૯, ૧૮૧, ૧૮૨, ૧૮૩, ૬૧, ૬૪, ૧૧૪ ૧૨૮, ૧૭૨, ૧૭૩,૧૭૪, ૧૦૮, ૭૦, ૫૩. આ પદો અસલ રાસવર્ણન રચતી વખતે રચાયાં હોય કે પછીથી તે નક્કી થઈ શકયું નથી. આ પદોમાં ભાગવત ઉપરાંત બીજાં કાવ્યોની છાપ દેખાય છે.

૩ ગોપીઓ આવે છે અને તેમનાં ઝાંઝરીવતિ ઝમકાર થાય છે તેનું વર્ણન. દરેક પદમાં એકેક ગોપીની વિશિષ્ટતા આલેખવાનો પ્રયત્ન છે, એ કલાત્મક નથી. ઘણાંમાં તેના તેજ બોલો આપવામાં આવ્યા છે. થોડાક અસલ પદ ઉપરથી પાછળના જમાનાએ આ પદો રચ્યાં હોય એમ સંભવે. પદ ૮ થી ૨૩ ને ૧૪૨–૧૪૪ ને ૧૫૧.

૪ કેટલાંક પદોમાં રાસવર્ણન ફરી ફરી આપવામાં આવ્યું છે. કેટલેક ઠેકાણે તેના તે શબ્દો ફરીથી રચાયા લાગે છે. એ ચાર નરસિંહનાં કહેવાતાં રાસવર્ણનો કોઈએ ભેગાં મેળવી દીધાં હોય એમ લાગે છે. જ્યાં સુધી, 'રાસસહસ્રપદી'ની અસલ પ્રતોનું સંશોધન નહીં થાય, ત્યાં સુધી આ નિર્ણય થઈ શકે એમ નથી. પદો ૫૫, ૫૬, ૬૮, ૭૨, ૭૫–૭૯, ૮૨, ૮૩, ૮૬–૯૧, ૯૪, ૯૭; ૧૦૧, ૧૦૭, ૧૧૧, ૧૧૩, ૧૧૮, ૧૨૩, ૧૨૯, ૧૩૦, ૧૩૧, ૧૩૪, ૧૩૫, ૧૩૭,

૧૩૯, ૧૪૦, ૧૫૬, ૧૭૬, ૧૮૧; 'શૃંગારમાલા'નાં પદ ૪૮૨, ૪૮૬, ૫૪૧; પરિશિષ્ટમાં આપેલાં પદો ૨૬ અને ૪૧–૭૭. આ છેલ્લાં ૩૬ પદો કોઈ એક જ કવિની પ્રતમાંથી ઉતારેલાં લાગે છે.

૫ ઉપર આપેલાં પદો બાદ કરતાં આશરે ૬૩ પદો રહે છે, તે રાસનાં નથી, પણ આત્મલક્ષી ગોપીભાવ દર્શાવતાં હોવાથી 'શૃંગારમાલા'નાં જ ગણાવાં જોઈએ.

'રાસસહસ્રપદી' તપાસતાં નીચેના મુદ્દાઓ સ્પષ્ટ થાય છે:

(૧) રાસસહસ્રપદી નામનું કાવ્ય જે નરસિંહ મહેતા કાવ્યસંગ્રહમાં છપાયું છે તે અસલ નથી.

(૨) એમાં જે પદો છપાયાં છે તે એક વખત રચાયાં નથી, પણ કવિની કોઈ એક અસલ કૃતિ ઉપરથી જુદા જુદા કવિઓએ રચેલી જુદી જુદી પ્રતોનાં પદોનો સંગ્રહ છે.

(૩) એ અસલ કૃતિ નરસિંહની હોવી જોઈએ.

(૪) એ અસલ કૃતિ મુખ્યત્વે ભાગવત દશમસ્કંધના અધ્યાય ૨૯ થી ૩૩ નો અનુવાદ હોવો જોઈએ.

(૫) એ કાવ્યમાં જે આત્મલક્ષી પદો છપાયાં છે તે 'શૃંગારમાલા'નાં છે.

## ૩

'શૃંગારમાલા'નાં પદો એટલે જે પદોમાં આત્મલક્ષી ગોપીભાવ દર્શાવ્યો હોય તેવાં પદો. કહેવાતી 'શૃંગારમાલા'માંથી રાસના, ઓદ્ધવ અને અક્રૂરના સંદેશાનાં અને કેટલાંક વર્ણનોનાં પદ 'શૃંગારમાલા'નાં ગણાવાં ન જોઈએ. તેમ આશરે ૬૩ એક પદ જે 'રાસસહસ્રપદી'ના મથાળા નીચે છપાયાં છે તે આત્મલક્ષી હોઈ 'શૃંગારમાલા'નાં જ ગણાવાં જોઈએ.

આત્મલક્ષી 'શૃંગારમાલા'નાં પદો: ૬૩ 'રાસસહસ્રપદી'ના મથાળા નીચે છપાયાં છે તે; ૫૪૦ 'શૃંગારમાલા'ના મથાળા નીચે છપાયાં છે

તે; ૮૦ પહેલા પરિશિષ્ટમાં છપાયાં છે તે; ૬૦ પરિશિષ્ટમાં છે તે; કુલ્લે ૭૪૩. આ પદોમાં કેટલાંક બેવડાયાં છે; કેટલાંક સ્પષ્ટ રીતે પાછળનાં છે. પચાસેકમાં મારવાડી ભાષાનો ધ્વનિ છે. આ બધાં પદો અસલ સ્વરૂપે નરસિંહની જ કોઈ કૃતિ પરથી લેવાયાં હોવાં જોઈએ. આ અસલ પદો એણે જુદે જુદે વખતે અને લાંબા કાળ સુધીમા રચ્યાં હશે.

## ૪

'ચાતુરી છત્રીશી' અને 'ચાતુરી ષોડશી'માં ગીતગોવિંદનો અનુવાદ છે. 'સુરતસંગ્રામ' મૌલિક કૃતિ ગણાય છે પણ એનો કોઈ આધાર નીકળી આવે તો નવાઈ જેવું નહિ. જ્યાંસુધી નરસિંહની દરેક કૃતિની જુનામાં જુની હસ્તલિખિત પ્રત અણીશુદ્ધ પ્રગટ થાય નહીં ત્યાંસુધી સૈકાઓએ વાળેલો ગુંચો સાફ થઈ શકે એમ નથી. એ કામ જે ભાવિ ગુજરાતી સંશોધનકાર કરશે એ આપણા સાહિત્ય પર મોટો ઉપકાર કરી જશે.

'હારમાલા'ને હું નરસિંહની કૃતિ માનતો નથી એટલે એને વીશે મેં બીજા ભાગમાં ચર્ચા કરી છે. તા. ૪–૧–૧૯૨૩ ને દિને પ્રગટ થએલા ગુજરાતીના અંકમાં શ્રી. હીરાલાલ પારેખે એક નરસિંહ મહેતાની કહી ' હુંડી ' છપાવી છે. શ્રી. ભાનુસુખરામ મહેતાને એમનું 'મામેરુ' મળી આવ્યું છે. શા માટે એ બંને કાવ્યો નરસિંહનાં એ ભાઈઓ ગણે છે તે મારા જાણવામાં નથી. મને બેમાંથી એકે નરસિંહનાં નથી લાગ્યાં. એ બંનેની વધારે હસ્તલિખિત પ્રતો ન મળે ત્યાં સુધી એ વીશે કૈં પણ નિર્ણય કરવા બેસવું એ નકામું છે.



## ૨—હા ર મા ળા

૧

'હારમાળા' પ્રેમાનંદની કે નરસિંહની ? નરસિંહની હોય તો કેટલી ? અને એમાં ખરી કટીકા કેટલી ? આ પ્રશ્નો નર્મદાશંકરના સમયથી ચર્ચાયા કરે છે. 'હારમાળા'ની જુદી જુદી હસ્તલિખિત પ્રતોનો અત્યાર સુધી ઉપયોગ કરવામાં આવ્યો છે તે નીચે વર્ણવી છે.

સં. ૧૭૩૧—સં. ૧૭૫૦

| | |
|---|---|
| ૧ **તત્રિ**<br>પદ ૬૬ | સ્વ. તનસુખરામ ત્રિપાઠીના સંગ્રહમાં છે. ચોપડામાં પહેલામાં પહેલી નોંધ સં. ૧૭૩૧ ની છે. આગલા લેખમાં લખ્યા મિતિ સં. ૧૭૩૩ પોષ સુદ ૨ ભૌમ છે. એ પંડયા વચ્છરામ સુત ગંગારામની લખી છે અને સં. ૧૭૯૧ સુધી ચોપડામાં કોઈ લખી ગયું છે. |
| ૨ **हीपा**<br>કડવાં ૩<br>પદ ૮૩ | શ્રી. હીરાલાલ પારેખે ગુ. વ. સોસાયટી તરફથી 'નરસિંહ મહેતાનું આખ્યાન' એ પુસ્તકમાં પ્રગટ કરી છે. પ્રત ૧૭૯૫ ની લખેલી છે. |
| ૩ **हीपा?**<br>પદ ૫૦ | શ્રી. હીરાલાલ પારેખ પાસે છે. એનાં પાંચ જ પાનાં મોજુદ છે. (?) |

સં. ૧૭૫૦—સં. ૧૮૦૦

| | |
|---|---|
| ૪ **हीपा२**<br>પદ ૯૦ | શ્રી. હીરાલાલ પારેખ પાસે છે. લખ્યા મિતિ સં. ૧૭૬૨ ભાદરવા વદ ૧૦ વાર રવિ છે. |

५ हीपा३   શ્રી. હીરાલાલ પારેખ પાસે છે. લખ્યા મિતિ
પદ ૬૬   સં. ૧૭૬૪ છે. (૧)

૬ हीपा४   શ્રી. હીરાલાલ પારેખ પાસે છે; લખ્યા મિતિ
પદ ૬૫   સં. ૧૭૮૦ ભાદરવા સુદ ૧૫ છે.

૭ कादो   કાવ્યદોહન ભાગ ૮માં વિશ્વનાથ જાનીની ગણીને
પ્રગટ થએલી છે. એમાં हीपाનાં પ્રારંભ અને
પદ ૧૭ થી ૩૬ છે. (૧)

સં. ૧૮૦૦—સં. ૧૮૫૦

૮ हकां४   સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ हकां માટે
પદ ૮૪   ઉપયોગમાં લીધેલી તે. એને પ્રેમાનંદની કૃતિ
ગણી છે. એ સ. ૧૮૧૨ માં લખેલી છે. (૨)

૯ हकां५
પદ ૮૪
१० हकां६
પદ ૮૪
११ हकां७
પદ ૮૪

સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ हकां તૈયાર
કરતી વખતે ઉપયોગમાં લીધેલી તે. એ વીશે
વધારે માહિતી નથી. (૨)

१२ तत्रि१   સ્વ. તનસુખરામ ત્રિપાઠીના સંગ્રહમાં. લખ્યા મિતિ
પદ ૮૫   સં. ૧૮૧૨ (૩)

१३ अंजा   શ્રી. અંબાલાલ જાની પાસે છે. લખ્યા સં.
૧૮૩૦ (૩)

## સં. ૧૮૫૦—સં. ૧૯૦૦

| | |
|---|---|
| ૧૪ तत्रिर<br>પદ ૧૧૬ | સ્વ. તનસુખરામ ત્રિપાઠીના સંગ્રહમાં. લખ્યા સં. ૧૮૫૩ (૩) |
| ૧૫ केध्रु<br>પદ ૧૭૨ | દી. બ. કેશવલાલ ધ્રુવ પાસે છે. લખ્યા સં. ૧૮૮૯ (૩) |
| ૧૬ हकां१<br>પદ ૧૪૮ | સ્વ. નરસિંહાચાર્યની પાસેની પ્રત, જેને આધારે **हकां** પ્રગટ થઈ છે તે. એમાં 'હારમાલા'ની સંકલના પ્રેમાનંદે સં. ૧૭૩૪ માં કરી એમ ઉલ્લેખ છે. (૨) |
| ૧૭ हकां२<br>પદ ૧૨૯ | બંને મળતી આવે છે, અને **हकां** માટે ઉપયોગમાં લેવામાં આવી હતી. (૨) |
| ૧૮ हकां३<br>પદ ૧૨૯ | |
| ૧૯ नला<br>પદ ૧૪૮ | **हकां१** ના કવિ નર્મદાશંકરે કરેલી નકલ. (૩) |
| ૨૦ हकां<br>પદ ૧૬૨ | **हकां** એકથી **हकां ?**—૭ સાત સુધીની પ્રત પર આધાર રાખી, પ્રેમાનંદની ગણી, પ્રગટ થએલી હારમાલા. એ, હરગોવિંદદાસ કાંટાવાળાએ પ્રાચીન કાવ્ય ત્રૈમાસિકમાં ઇ. સ. ૧૮૮૫ માં પ્રગટ કરી હતી. |
| ૨૧ फासं<br>પદ ૧૪૯ | ગુ. પ્રેસના નગીંદ મહેતાના કાવ્યસંગ્રહમાં અને કાવ્યદોહન ભાગ ૧ માં પ્રગટ થએલી અને |

| | | |
|---|---|---|
| | | સ્વ. હરિલાલ ધ્રુવે તૈયાર કરેલી નકલ. કઈ પ્રત પરથી તૈયાર કરી તેની માહીતી નથી. |
| ૨૨ | **ગુમે** પદ ૧૪૨ | સુરતમાંથી મળેલી. ગુજરાતી પ્રેસમાં છે. એમાં **फास**નાં પદ ૬૨ થી ૧૪૨ છે. (૩) |
| ૨૩ | **फास (प)** પદ ૨૧૬ | એક પ્રત ૨૧૬ પદની છે. લખ્યા સંવત નથી. વધારાનાં પદો ન. કા. સ. પરિશિષ્ટમાં છે. |
| ૨૪ | **गुवसो** પદ ૧૫૨ | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પાસે છે. તેમાં 'હારમાળા' સં. ૧૭૧૨માં રચાઈ એમ લખ્યું છે(૩) |
| ૨૫ | **छवि१** | એમાં થોડાંક તુટક પદો છે, એની લખ્યા સાલ નથી. (૩) |
| ૨૬ | **छवि२** | |

૨

(૧) ઇ. સ. ૧૮૬૪–૬૫ પહેલાં કવિ નર્મદાશંકરે **हकां१** પરથી **नला** લખી લીધી હતી, અને એ કાવ્ય પ્રેમાનંદનું ગણ્યું હતું. કવિ દલપતરામે એજ અરસામાં એને નરસિંહ મહેતાનુ છે એમ અભિપ્રાય દર્શાવેલો. ઇ. સ. ૧૮૮૫માં સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ **हकां** પ્રગટ કરી અને તે પ્રેમાનંદકૃત છે એમ પુરવાર કરવાનો પ્રયત્ન કર્યો. એમનો આધાર **हकां१** થી **हकां७** એ સાત પ્રતો પર હતો. પણ **हकां१** શીવાય કોઈમાં પ્રેમાનંદ કર્તા છે એવો ઉલ્લેખ નથી. પણ એ પ્રત સં. ૧૯૦૦ પહેલાંની હોય એમ સંભવતું નથી. **हकां१**માં આપેલો ઉલ્લેખ આ પ્રમાણે છે:

(૧) ન. મ. આખ્યાન; ઉપોદ્ઘાત
(૨) પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક ૧૮૮૫, ઉપોદ્ઘાત
(૩) ન. કા. સં. નો ઉપોદ્ઘાત

હારમાળા હરિ હેતે ગાઈ, પદ એક શત અડતાલંન રે;
જે કોઈ શીખે ને ગાયે તેની, માત પિતાને ધન રે.
સંવત સતર ચોતરીશ માંહે, ચૈત્ર સુદી એકાદશી દંન રે;
હારમાળા સંપૂરણ કીધી, હરિ સાથે રહી એક લગંન રે.
વડું રાજ્ય વડોદરું કહીએ, તે મધ્યે મારો વાસ રે;
કૃષ્ણ સુત પ્રેમાનંદે કહ્યું, હરિ દાસનો દાસ રે.

( **दफां** ૧૬૨ )

(૨) ત્યાર પછી સ્વ. હરિલાલ ધ્રુવે એક અણગણીતી પ્રત ઉપરથી ૮૯ પદો સંશોધન કર્યાં અને તે કાવ્યદોહન ભાગ ૬ માં પ્રગટ થયાં. તેમાં સ્વ ઇચ્છારામ સૂર્યરામે ૫૦ પદ ઉમેરી **फास**ની પ્રત પૂરી કરી. અને ન. કા. સં. માં એ કાવ્ય પર ઉપોદ્ઘાતમાં વિસ્તારપૂર્વક નોંધ લીધી. તેમાં એમણે નરસિંહ મહેતાનું કર્તૃત્વ પ્રતિપાદન કર્યું. સ્વ. ધ્રુવે શા માટે 'હારમાલા' નરસિંહની ગણી તેનું પ્રમાણ કૈં છે નહીં.

(૩) સં. ૧૮૫૦ ની પહેલાની કોઈ પણ પ્રતમાં ૯૦ થી વધારે પદ નથી. છ માં ૮૩–૮૪ પદ છે. **तत्रि** માં પણ અસલ ૭૫–૮૦ પદ હોય તો નવાઈ જેવું નહીં. આ ઉપરથી મને તો સ્પષ્ટ લાગે છે કે સં. ૧૮૫૦ પહેલાં 'હારમાલા'માં ૯૦ પદથી વધારે ન હતાં.

**होपा** સં. ૧૭૭૯માં લખાએલી છે અને એ જ ચોપડાનાં બીજાં કાવ્યો જોતાં તે સં. ૧૭૨૫ પછી લખાએલી હોવી જોઈએ. એમાં પદ ૮૩માં નીચેની ટુંકો છે :

એ ભક્ત મહિમા સંક્ષેપે વર્ણવ્યો યથામતિ અનુસારજી,
પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યાં ચરિત્ર ઉદારજી;
તે સઘળાંની જોડ કરીને બાંધ્યું શુભ આખ્યાનજી,
જે જે પરચા પ્રસિદ્ધ ભૂતળમાહે તે લખ્યું વ્યાખ્યાનજી.

આ જ ટુંકો પ્રેમાનંદની ગણાતી **हस्कां८** ના છેલ્લા ૮૪મા પદમાં છે. **हीपा** નું પદ ૮૨ મુ પણ આનું ૮૩ મું છે. એટલે એ બે એક જ હોવી જોઈએ.

હવે પ્રેમાનંદસુત વલ્લભ પ્રેમાનદચરિત્રમાં નીચેનો ઉલ્લેખ કરે છેઃ

" આખ્યાઈકા અવનીમાં ઉડતી રે, તેનો સંગ્રહ કરિયો. "

× × ×

" હારમાળા તેનું નામ ધરિયું રે, પણ નહિ માળા પુરી;
ચોરાશી પદે ચોરાશી કોડી રે, છત્ર ઉદ્ધારવા માળા અધુરી. "

× × ×

. નામ વિણુ તેના ગ્રન્થો રે, ન ગુપ્ત રે' જ્યમ રેણુમાં રવિ.

. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આશરે સ. ૧૮૦૦માં પ્રેમાનદની આશરે ૮૪ પદની 'હારમાલા' હતી અને તે ઉડતી આખ્યાયિકાઓને સંઘરીને કવિએ રચેલી. પણ તેમાં તેણે પોતાનું નામ આપેલું નહિ.

(૪) **तन्त्रि** માં ૬૬ પદ છે ને ૬૭મા પદનું મથાળું છે. એ ચોપડામાં ઉતારેલા આગલા પદમા લખ્યા મિતિ સં. ૧૯૩૩ પોષ સુદ ૨ ને મંગળ અને લેખક પંડ્યા વરુળરામ સુત ગંગારામ છે. આ લેખ અને 'હારમાલા'નો ઉતારનાર એક જ છે. એટલે સ. ૧૯૩૩ માં કે તે પછી થોડે વર્ષે એ લખાઈ છે, અને તેથી સં. ૧૯ ૩ પહેલાં એ રચાએલી હોવી જોઈએ.

**हीपार** સં. ૧૭૬૨ ના ભાદરવા વદ ૧૦ ને વાર રવિએ ઉતારી છે. એ માલા ૯૦ પદની છે પણ તેમાં પહેલાં ૨૨ પદ નથી. પદ ૨૩ થી ૬૬ **तन्त्रि** નાં પદેપદ છે. ૭૯ પદમાં ( **कास** ૧૪૯ ) 'હારમાલા' પુરી થાય છે. તે આ પ્રમાણે છે :

સંવત પનર બાર સપ્તમી રવીવારની, માલા ગાઈ
નરસહે ઉતારે પાર રે;
વૈધૃતને વતીપાતે વૈરણુત્ર આગલ ગાયે રે;
અગમ આગમ અગોચર તેહેને, પાતગ સઘલાં જાએ રે.
જે જન સાંભલે ભાવ ધરીને તે નરનારી નરક ન જાએ રે,
ભણે નરસહો હર પદ પામે, ગરૂડ ચઢી વૈકુંઠ જાએ રે.

ત્યાર પછી ૭૯ થી ૯૦ પદ પહેલાં 'કલશના પદ' કરીને લખ્યું છે. **હીપા૪** સં. ૧૭૮૦ ના ભાદરવા સુદ ૧૫ એ ઉતારેલી છે. નજીવા ફેરફાર સાથે એનો ક્રમ **હીપા૨** અને **તત્રિ** નો જ છે. માત્ર વચમાં કેટલાંક નરસિંહનાં પદો નથી. **હોપા૨** અને **હોપા૪** નું ૭૯ મું પદ એક જ છે. એની પાછળ આપેલા ક્રમ વિનાનાં ત્રણ પદ જુદા મથાળાં નીચે આપ્યાં છે.

• આ ઉપરથી નીચેની હકીકત મળે છે :

(૧) સં. ૧૭૩૪ પહેલાં 'હારમાલા' રચાઈ હતી;

(૨) તેમાં આશરે ૭૯ પદ હતાં;

(૩) તે 'ભાઈ મને હરિ જોવાની ટેવ પડી' એ પદથી શરૂ થતી.

(૫) **હીપા૨** માં નીચે પ્રમાણે નોંધ છેઃ પચાસે પદ નિરમળ ગાયે તે વૈષ્ણવ સુખે સુનણીએ રે. આ જોતાં આ પ્રત **તત્રિ** થી જુની પણ હોય. પણ એ ચોક્કસ માનવાનું સાધન નથી.

૩

**હોપા૨, હીપા૪, તત્રિ, હોપા, ફર્કા, ફાસં** અને **ફાસં (પ)** એ સાતની સરખામણીમાથી હારમાલાની રચનાનો ઇતિહાસ સ્પષ્ટ

થશે. वत्रि નું આખ્યાન બધાથી સુસંબદ્ધ અને જુનું છે એટલે તેનું જ ધોરણ લઈ એ સરખામણી કરવી ઠીક થશે.

| हीपार; | वत्रि हींपा४ | वत्रि ના પદની નોંધ | हीपा; | हका; | फासं फासं (१) |
|---|---|---|---|---|---|
| | | | | પ્રારમ્ભ | ક્ષેપક |
| | | | | | ૧ |
| | | | ૨ | ૧ | ૨ |
| | | | | ૨ | ૩ |
| | | | ૩ | ૪ | ૪ |
| | ૧ — ૧ | નરસિંહઃ ‘ભાઈ મુને હરિ જોવાની ટેવ પડી’ એમાં વિવાદનો ધ્વનિ નથી. લગભગ બધીજ ટુંકી પ્રતો આ પદથી શરુ થાય છે. | પદ ૧ | ૫ | ૨ |
| | ૨ — ૨ | ભીમઃ | ૨ | ૬ | ૩ |
| | ૩ — ૩ | નરસિંહઃ એમાં વિવાદનો ધ્વનિ નથી. | ૩ | ૭ | ૪ |
| | ૪ — ૪ | ભીમઃ | ૪ | ૮ | ૫ |

| हीपा२; तन्त्रि हीपा४ | નોંધ | हीपा; | हूलां; | फासं फासं (प) |
|---|---|---|---|---|
| ૫ — ૫ | નરસિંહ: | ૪ (બેવાર) | ૧૬ | ૧૨ |
| ૬ — ૬ | ભીમ: આ માત્ર ભીમની સ્તુતિ છે. એમાં વિવાદનો ઉલ્લેખ નથી. સ્તુતિ પણ કૃષ્ણની છે. | — | — | (प)૧ |
| ૭ — ૭ | નરસિંહ: આનો પદ ૬ સાથે સંબંધ નથી. | ૧૦ | ૨૬ | ૨૨ |
| ૮ — ૮ | ભીમ: આ પણ ભીમની સ્વતંત્ર સ્તુતિ છે અને તે પણ કૃષ્ણની છે. એમાં દામોદર, ગોપાળ, ગોવિંદ આદિ નામથી વિષ્ણુને સંબોધ્યા છે. **हीपा** ના કર્તાએ છેલ્લી ટુંક બદલી ભીમના નામને બદલે નરસિંહ લખ્યું છે. | ૨૬ | — | (प)૨ |

(૧) જ્યાં પદ फासं (प)મા છે ત્યાં માત્ર (प) જ લખ્યો છે

| हीपा२; | तत्रि<br>हीपा४ | નોંધ | हीपा; | हर्का; | कास<br>कास<br>(प) |
|---|---|---|---|---|---|
| | ૯<br>—<br>૯ | નરસિંહ: 'છાની વાત હૂતી તે વીહાલિં પ્રગટ કીધી' 'સહુ જન દેખતાં વાલિં બોલાવિની લીધી.' એમાં વિવાદનો ધ્વનિ નથી. | — | — | |
| | ૧૦<br>—<br>૧૦ | ભીમ: સ્વતંત્ર વિષ્ણુની સ્તુતિ છે, પદ ૮ ના જેવી. | — | — | (प)३ |
| | ૧૧<br>—<br>૧૧ | નરસિંહ: | — | ૯ | ६ |
| | ૧૨<br>—<br>૧૨ | ભીમ: | — | ૧૦ | ७ |
| | ૧૩<br>—<br>૧૩ | નરસિંહ: | ૧૪ | ૩૦ | २६ |
| | ૧૪<br>—<br>૧૪ | નરસિંહાશ્રમ: 'અમ સરખા નિંદૂકડો નાવિ, તૂનિં માલા આપવી નથી' પદ૧–૧૭ માં માલાનો આ એક જ ઉલ્લેખ છે. વખત છે ને પાછળનું પદ આગળ આવ્યું હોય. | ૭ | ૨૧ | १७ |

| हीपा२; तत्रि हीपा४ | નોંધ | हीपा; | हका; | कास कास (प) |
| --- | --- | --- | --- | --- |
| ૧૫ | નરસિંહ : | ૮ | ૨૨ | ૧૮ |
| — | | | | |
| ૧૫ | | | | |
| ૧૬ | મુકુંદાશ્રમ : | ૯ | ૨૩ | ૧૯ |
| — | ફાર્સમાં અદ્વૈતાશ્રમ છે | | | |
| ૧૬ | | | | |
| ૧૭ | નરસિંહ : આટલે સુધીનો | — | ૨૪ | ૨૦ |
| — | વિવાદ સભામાં નથી. | | | |
| ૧૭ | | | | |
| ૧૮ | આખ્યાનકાર : સત્તર સંન્યાસી | કડવું | ૧૨ | (प) |
| — | રાજા પાસે ગયા ને સમાચાર | ૨ | ૨ | ૬૩ |
| ૧૮ | કથા; ત્રાપણુનો હાર પદઃ | | ૩ | |
| | મંગાવ્યો. સભા મળી. રાજાને | ૨૬–૩૬ | ૪ | |
| | વિચાર થયો કે માતાને ફેરફાર ફેરફાર | | | |
| | પુછ્યું. નરસૈયાને ખબર સાથે સાથે | | | |
| | પડી ને ચાર સખી બોલાવી. | | | |
| | આ વાત हीपा; कासं ને हका; ત્રણેમાં આગળ મુકી છે. हकामां એ ૭ પદ આગળ મુકયું છે. | | | |

| हीपार; | तत्रि हीपा४ | નોંધ | हीपा; | हकां; | फासं फासं (प) |
| --- | --- | --- | --- | --- | --- |
| ૨૪ | ૨૪<br>—<br>૨૪ | મામેરાં વખતે કુંવરબાઈ ફરીઆદ કરે છે. 'આપી સમોવણુ નરસૈયા સુચવ્યો એવો સમસ્ત વૈષ્ણવને રે રુઠો ' એ પંક્તિથી પદ પુરું થાય છે. એને ૨૩ની માફક ટુંકાવ્યું છે. આ પદ વિશ્વનાથ જાનીના મામેરામાં (૧૭૦૮) માં પદ ૧લું છે. | ટુંક ૧૧ | ૭૪ | (प) |
| ૨૫ | ૨૫<br>—<br>૨૫ | બાકીનું (प) ૧૯ તે આ પદ છેઃ 'તવારે નાગરે મળીને ઠીગજ માંડી, કોહેતો એ કપટી સાહીએ' | ,, | ,, | ,, |
| ૨૬ | ૨૬<br>—<br>૨૬ | નરસિંહ લક્ષ્મીની પ્રાર્થના કરે છે. 'જનનિ મ્યિ મહેલ્યા નરજીવિ શ્રી પ્રછોલ્યાં મરી જાય રે' | — | — | (प) ૨૦ |
| ૨૭ | ૨૭<br>—<br>૨૭ | લક્ષ્મીજી તુઠે છે ને છાબ સોનૈયે ભરે છે. | — | — | (प) ૨૫ |
| ૨૮ | ૨૮<br>—<br>૨૮ | સીમંતની છાબમાં ચતુર્ભુજ બેસે છે. નરસિંહ માટે લખ્યું છેઃ 'એ તો કો એક અદ્ભૂત હોયે, અવતારિ' એહની વાત કોહિ ન થાઈ...કીધું માંહામિઈનિ આરસ | — | ૭૪ | (प) ૨૬ |

| हीपार; | तत्रि<br>हीपा४ | नोंध | हीपा; | हकां; | फासं<br>फासं<br>(प) |
|---|---|---|---|---|---|
| | | ભોગી, સહુ કોણ વિશ્વરૂપ દીઠો;<br>નરસિંઆનિ 'જ્યેહવું' કીધૂં<br>માંહામિરૂં તેહવો સમસ્ત<br>વૈષ્ણવને ત્રુઠો.' | | | |
| ૨૯ | ૨૯<br>—<br>૨૯ | રાજા હસી પડે છે. 'અસત્ય હું છું આજ, મુજ ભુંડાને નથી લાજ' શ્રીપાત કહે છે કે નરસિંહની કથા સાંભળી બ્રહ્મહત્યાનું પાતક ટળે છે. પણ એનું વચન કોઈ સાંભળતું નથી. | — | ૭૫ | (प)<br>૭૧ |
| ૩૦ | ૩૦<br>—<br>૩૦ | ભીમ કહે છે : વૈરાગ્ય વિના હાર નહીં મળે. નાગરો જુએ છે, માટે અગીઆરા ભણુ. | ૧૫ | — | (प)<br>. ૭૨ |
| ૩૧ | ૩૧<br>. | નરસિંહ હકીકત કહે છે કે મંડળિક સેવક મોકલીને બોલાવે છે ને હાર લાવવાનું કહે છે. ૩૦ આના પછી આવવું જોઈએ તો ૧૮ થી ૩૧ સુધીનાં પદો સુસંબદ્ધ વાર્તારૂપે છે. હવે પછી રાજસભામાં થએલો વિવાદ છે. | (કડવું)<br>૩:<br>૫–૭ | ૪ | (प)<br>૭૩<br>૧ |
| ૩૨ | ૩૨ | ભીમ : સ્વતંત્ર ઉપદેશનું પદ છે 'તુંને નીરખિ નિંદ્રા આવે | — | — | (प)<br>૧૦ |

| हीपार; | तत्रि हीपा४ | तत्रि नोध | हीपा; | हकां; | कासं कासं (प) |
|---|---|---|---|---|---|
| | | कयस, येहनि साथि विरी सरखो यम.' | | | |
| ३३ | ३३ — ३१ | नरसिंह : स्वतंत्र पद छे एमा हारप्रसंगनो ध्वनि नथी. | २४ | ४० | ३६ |
| ३४ | ३४ — ३४ | अच्युताश्रम : | २५ | ४३ | ३९ |
| ३५ | ३५ — ३३ | नरसिंह : स्वतंत्र पद छे. हारना प्रसंगनो ध्वनि नथी | २८ | १४ | १० |
| ३६ | ३६ — ३६ | मुकुंदाश्रम : | — | ६८ | (प) ७४ |
| ३७ | ३७ — ३५ | तत्रिमां नथी लख्युं. हीपार अने ४ मां 'शु मदमातो रे श्रीधरा तुने विठ्ठला भक्त क्यां विसरला' ए नरसिंहनुं पद छे. | — | — | (प) ७ |
| ३८ | ३८ — ३८ | भीम : | — | — | (प) १५ |
| ३९ | ३९ | नरसिंह : | — | ११९ | १०५ |

| हीपा२; | तत्रि हीपा४ | तत्रि नोध | हीपा; | हकां; | कास कास (प) |
|---|---|---|---|---|---|
| ४० | ४० — ४० | રામાનંદ : | — | ७० | (प) ७५ |
| ४१ | ४१ — ३९ | નરસિંહ : | ६१ | १०२ | ८७ |
| ४२ | ४२ — ४२ | ભીમ : | १९ | ३५ | ३१ |
| ४३ | ४३ — ४३ | નરસિંહ : | २० | ३६ | ३२ |
| ४४ | ४४ — ४४ | મુકુંદાશ્રમ : | — | ७७ | ६५ |
| ४५ | ४५ — ४५ | નરસિંહ : | ४२ | ५९ | ५३ |
| ४६ | ४६ — ४६ | ભીમ નરસિંહને વૈરાગ્ય વિશે કહે છે. 'અઠી સહસ્ત્ર વીપ્ર ગણી લીધા, સંન્યાસી સહસ્ત્ર અગિઢા; રાજઋષિ સભા છણીપિરિં કીધી, | | | (प) १७ |

| હીપા૨; | તત્રિ હીપા૮ | તત્રિ નોંધ | દીપા; | હકાં; | ફાસં ફાસં (૧) |
|---|---|---|---|---|---|
| | | શર્મ્યલીને શિખામણ દીધી<br>નરસૈંયિ કહ્યુ નવ્ય કીધૂં,<br>ત્યારિ રાગતિ ખડગ કરિ લીધૂં." | | | |
| ૪૭ | ૪૭<br>—<br>૪૭ | નરસિંહ: 'ચહોદશે જોઉં તાહારી વાટડી' આ પદથી છેલ્લી પ્રાર્થનાવલિ દરેકમાં શરુ થાય છે. | ૬૦ | ૧૦૧ | ૮૫ |
| ૪૮ | ૪૮ | નરસિંહ : આ **હકાં૨**માં છે.[૧] થોડાં હવેનાં પદો **હીપા૪**માં નથી | ૬૬ | — | (૫) ૧૬ |
| ૪૯ | ૪૯ | નરસિંહ : | ૧૮ | ૧૧૨ | ૯૮ |
| ૫૦ | ૫૦ | નરસિંહ : | ૬૮ | ૧૨૩ | ૧૦૯ |
| ૫૧ | ૫૧ | નરસિંહ : | ૬૯ | — | — |
| ૫૨ | ૫૨ | નરસિંહ : | ૭૦ | ૧૨૮ | ૧૧૪ |
| ૫૩ | ૫૩ | નરસિંહ : | ૪૬ | ૧૦૬ | ૯૨ |
| ૫૪ | ૫૪ | નરસિંહ : | ૬૫ | ૧૧૫ | ૮૯ |
| ૫૫ | ૫૫ | નરસિંહ : | ૬૪ | ૧૧૧ | ૯૭ |
| ૫૬ | ૫૬ | નરસિંહ : | — | ૧૨૧ | ૧૦૭ |
| ૫૭ | ૫૭ | નરસિંહ : | ૬૨ | ૧૦૭ | ૯૩ |
| | ૩૭ | | | | |

૧ ન. કા. સં. પરિશિષ્ટ પા ૫૪૩

| हीपार; | तत्रि हीपा४ | तत्रि नोध | हीपा; | हकां; | कासं; कासं (प) |
|---|---|---|---|---|---|
| ५८ | ५८ | નરસિંહ : | ४८ | ११० | ९६ |
| ५९ | ५९ | નરસિંહ : | — | १२५ | १११ |
| ६० | ६० | નરસિંહ : | — | १२९ | (प) ७६ |
| ६१ | ६१ — ४१ | નરસિહ : | — | १०८ | ९४ |
| ६२ | ६२ — ४८ | માનબાઈની સ્તુતિ. | ५४ | ८२ | ६९ |
| ६३ | ६३ — ४९ | કાનબાઈની સ્તુતિ. | — | ८४ | (प) ३६ |
| ६४ | ६४ — ५० | સખી : | — | ८५ | ७२ |
| ६५ | ६५ — ५१ | સુરસેના : | — | ८७ | ७४ |
| ६६ | ६६ — ५२ | રામાનંદ : અપક્ષપાત રહેવાનું કહે છે | — | ९७ | (प) ७७ |

| हीपार; | तत्रि<br>हीपा४ | तत्रि<br>नोंध | हीपा; हकां; | कास<br>कास<br>(प) |
|---|---|---|---|---|
| ૬૭ | ૬૭<br>—<br>૫૩ | तत्रिમાં આંક છે પણ અહીંઆથી પ્રત અધુરી રહે છે. પછીનાં हकांના ૫૬ નોધ્યાં નથી. | — | ૬૨ |
| ૬૮ | —<br>૫૪ | નરસિંહ : | — | ૧૨૩ |
| ૬૯ | —<br>૫૫ | નરસિંહ : | — | ૧૨૪ |
| ૭૦ | —<br>૫૬ | નરસિંહ : 'ગોવિંદ ગોપી માહી ગેહેલાં કરતો'–પછી કૃષ્ણ આવે છે ને સખીઓને આલિંગન દે છે. એમાં કેદારાનો ઉલ્લેખ છે. | ૭૨<br>૭૪<br>૫૭ | ૭૫<br>—<br>— |
| ૭૧ | —<br>૫૭ | સખીઓ : ' સખી કહેતી હતી કે કાન પેલા પિંડારમાં.' | ૫૬ | ૭૩ |
| ૭૨ | —<br>૫૮ | કૃષ્ણ કેદારો સુંકાવી આવ્યા. | ૫૮ | ૭૯ |
| ૭૩ | —<br>૫૯ | નરસિંહ: ' ભગત વાહાલી નાથ, ભગત વાહાલી, દેવા વૈકુંઠલોકથી આવા ચાલી રે ' | — — | — |

| हीपा२; | तत्रि हीपा४ | तत्रि नोंध | हीपा; हकां कासं | कासं (प) |
|---|---|---|---|---|
| ૭૪ | — ૬૦ | નરસિંહ : **कासं**ની થોડી ટુંકો છે. | — | ૮૪ |
| ૭૫ | — ૬૧ | | — | ૮૬ |
| ૭૬ | — ૬૨ | દાતણ કરતી વેળા કૃષ્ણ આવે છે. | — | ૧૨૯ |
| ૭૭ | — ૬૩ | બધાએ કેવા સ્વરૂપે કૃષ્ણને જોયા. રામાનંદનો શાપ. રાજાનો પશ્ચાતાપ. એની ઉત્પત્તિ કહે છે. | ૭૬ ૭૯ ૮૦ | ૧૩૧ ૧૩૨ |
| ૭૮ | — ૬૪ | આની ટુંકો **कासं**ના ત્રણ પદમાં વહેંચાએલી છે. રાજા શરીરે કાળો થયો. | ,, | ૧૪૨ ૧૪૦ ૧૩૯ |
| ૭૯ | — ૬૫ | મહિમા. પાને ૨૦ મેં ઉપર આપ્યું છે. | | ૧૪૯ |
| ૮૦ | — ક્રમ નથી | **हीपा२**માં અહીંઆંથી કલશનાં પદ શરુ થાય છે એમ લખ્યું છે. **हीपा४**માં કે મથાળું લખ્યું છે તે વંચાયું નહીં. | ૮૬ | (प) ૪૨ |

| हीपा२; | तत्रि हीपा४ | तत्रि नोध | हीपा; | हकां; कासं कासं (प) |
|---|---|---|---|---|
| ८१ | — ક્રમ નથી | | — | १४१ |
| ८२ | — | हीपा४ માં નથી. | — | (प)५१ |
| ८३ | — | ,, | — | ,, ५८ |
| ८४ | — | ,, | — | ,, ५२ |
| ८५ | — | ,, | ७७ | ,, ४३ |
| ८६ | — | ,, | — | ,, ५३ |
| ८७ | — | | — | — |
| ८८ | — ક્રમ નથી | कासं (प)ની ચાર લીટીઓ છે. | — | ,, ४६ |
| ८९ | — | | — | ,, ४७ |
| ९० | — | | ७८ | १३६ |

૪

આ ચારેની રચના સમજવા એમાંના પ્રસંગોનું પૃથક્કરણ જરુરનું છે. तत्रि અને हीपा२ જે એકજ પ્રત લાગે છે તેના પ્રસંગો આ પ્રમાણે છે :

૧. રાજ્યસભાની બહાર વિવાદ [૧–૧૭]; ૨. સત્તર સન્યાસી રાજા પાસે જાય છે [૧૮]; ૩. એ જાણી નરસિંહ કુંવરબાઈને સાસરે

જવાનું કહે છે [૧૯–૨૦]; ૪. રાજા રાણીને મળી વાતચીત કરે છે [૨૧]; ૫. રાજા મા જોડે વાત કરે છે [૨૨]; ૬. રાજા શ્રીપાતને તેડાવે છે ને નરસિંહની પ્રશંસા કરે છે [૨૩–૨૯]; ૭. નરસિંહ રાજ્યસભામાં આવે છે [૩૧]; ૮. સભામાં વિવાદ [૩૦–૫૫]; ૯. રાજા ખડ્ગ કાઢે છે [૪૬]; ૧૦. નરસિંહ એકલો પ્રાર્થના કરે છે [૪૭–૬૧]; ૧૧. કુંવરબાઈની સ્તુતિ [૬૨]; ૧૨. સખીઓની સ્તુતિ [૬૩–૬૫]; ૧૩. રામાનંદ અપક્ષપાત થવાનું કહે છે [૬૬]; ૧૪. નરસિંહની પ્રાર્થના [૬૭–૬૯]; ૧૫. કૃષ્ણ આવે છે, સખીઓને આલિંગન દે છે. કેદારો ગીરવી મુકયાનું કહે છે [૭૦]; ૧૬. સખીનું ગીત [૭૧]; ૧૭. કૃષ્ણ કેદારો મુકાવી આવે છે [૭૨]; ૧૮. નરસિંહની સ્તુતિ [૭૩–૭૪]; ૧૯. દાતણ કરતી વેળા કૃષ્ણ આવે છે. બધા વિસ્મય થાય છે. રાજાને શાપ. તેની મા જન્મ કેમ થયો તે કહે છે. [૭૭]; ૨૦. નરસિંહની પ્રાર્થના [૭૮]; ૨૧. છેલ્લું પદ મહિમાનું [૭૯].

હવે આ ક્રમ સાથે हीपा, हकां१ અને कासंનો પ્રસંગક્રમ સરખાવીએઃ—

| પ્રસંગ | हीपा | हकां | कासं; | तत्रि; અને हीपार |
|---|---|---|---|---|
| ૧ | ક. ૧૨ | પદ ૧, ૨, ૧૨ | કડવું | પ્ર. ૨ |
| ૨ | ક. ૩ | ૩–૪ | ૧–૪ | ,, ૭ |
| ૩ | ૧–૫૦ | ૫–૭૧ | ૧–૬૩ | ,, ૧ }<br>,, ૮ } |
| ૪ | ૪૧ | ૫–૮ | નથી | નથી |
| ૫ | ૫૧ | ૭૨ | ૬૪–૬૫ | ,, ૪ |
| ૬ | ,, | ૭૩ | ,, | ,, ૫ |
| ૭ | ૫૧ | ૭૪–૭૫. | નથી | ,, ૬ |
| ૮ | ૫૧–૫૩ | ૮૦–૮૧ | ૬૬–૬૮ | ,, ૩ |
| ૯ | ૫૪–૫૬ | ૮૨–૯૦ | ૬૯–૭૪ | ,, ૧૧, ૧૨, ૧૬ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ | ૫૭–૫૯ | ૯૨–૯૮ | ૭૫–૮૨ | ,, ૧૫, ૧૭ |
| ૧૧ | ૬૦–૭૨ | ૧૦૧–૧૪૧ | ૮૫–૧૨૭ | ,, ૧૦, ૧૪ |
| ૧૨ | ૭૩–૭૬ | ૧૫૧–૧૫૯ | ૧૨૮–૧૩૧ | ,, ૧૮, ૧૯ |
| | ૭૯–૮૦ | | ૧૩૪–૧૪૮ | ૨૦ |
| ૧૩ | ૮૦ | ૧૫૨ | ૧૩૨ | |
| ૧૪ | ૭૭, ૭૮, ૮૧ | ૧૪૪, ૧૫૫ | ૧૩૩ | કલશનાં પદો |
| ૧૫ | ૮૩ | ૧૬૦ | | |
| ૧૬ | | ૧૬૧ | ૧૪૯ | ,, ૨૧ |

૫

ઉપર આપેલી હકીકત બતાવે છે કે:

(૧) **દીપા**, **हकां४** અને **फादो** એક કૃતિ છે.

(૨) **हकां१**, **हकां२**, **हकां३**, **फास** જેમાંથી લીધી છે તે બધી પ્રતો રચનામાં **दीपा**ને જ અનુસરે છે. એટલું જ નહીં પણ **दीपा**નાં આખ્યાનનાં કડવાં ૧, ૨, ૩ ને પદો ૫૧, ૭૩ થી ૮૨ લગભગ થોડા જ ફેરફાર સાથે એ બધામાં જડે છે. એ શીવાય વિવાદનાં પદો તો એકજ છે. ફેરફાર માત્ર પદોની ટુકોમાં થયો છે. વચ્ચે વચ્ચે જોરદાર પદો ઉમેરાયાં છે. એક પદનાં અનેક કર્યાં છે અથવા એકજ પ્રકારનાં વધુ પદો કર્યાં છે. કોઈક નજીવાં પદો છોડી દીધાં છે.

(૩) **तत्रि**ના પદ ૧૮, ૩૬ અને ૬૦ માત્ર **हकां१**માં છે પણ **फास**માં નથી. એટલે **हकां१**માં એ **तत्रि** વાળી માલામાંથી લેવામાં આવ્યાં હોય એ બનવા જોગ છે.

(૪) **दीपा** પ્રેમાનંદનું રચેલું આખ્યાન છે એ બનવા જોગ છે. વત્સલનું વર્ણન એને દરેક રીતે લાગુ પડે છે. અને સ્વ. કાંટાવાળા

**ફકાં૪** (સં. ૧૮૧૨) ને પ્રેમાનંદના કુટુંબીની પ્રત કહે છે, તેને એ એકજ છે. **કાદો** પણ એનીજ-ઘણી જુની પ્રત છે. એના પરથી જ **ફકાં ૧,૨,૩** વગેરે પ્રેમાનંદની કૃતિઓ કેમ ગણાઈ એ સમજાય છે.

**હીપા**નો સમય સં. ૧૭૨૫ ને ૧૭૬૫ વચ્ચેનો છે એટલે **ફકાં૧**માં પ્રેમાનંદે સંવતમાં ૧૭૩૪ હારમાલા રચી એ હકીકત[1] પણ બંધબેસતી આવે છે.

(૫) હારમાલાની બે નીરાળી રચનાઓ મળી આવે છે. એક **તત્રિ, હીપા૨** અને **હીપા૪**વાળી. અને બીજી **હીપા, ફકાં૧ને કાસં** વાળી. બને હારમાલા આશરે સં. ૧૭૫૦–૧૭૮૦ વચ્ચે જાણીતી હતી એ ચોક્કસ છે.

૬

(૧) **તત્રિ** વાળી અને **હીપા** વાળી બે મુખ્ય હારમાલાઓમાં ફેર આ પ્રમાણે છે. **તત્રિ**માં નરસિંહ અને ભીમ વચ્ચેનો પહેલોવિવાદ રાજસભામાં નહોતો. તે **હીપા**કારે રાજસભામાં આણ્યો. અને તેથી **તત્રિ**નો પ્ર. ૨ને ૭ કૃતિની શરુઆતમાં પ્ર. ૧,૨ તરીકે આણવાં પડ્યાં. **તત્રિ**માં સ્ત્રી અને મા જોડેની વાતચીત પ્ર. ૩, ૪ અંતઃપુરમાં હતી તેને બદલે **હીપા**કારે બન્નેને સભામાં આણ્યાં પ્ર. ૫,૮, અને સાંજ વાતચીત થઈ. **તત્રિ**માં કુંવરબાઈને સાસરે વળાવવાનો પ્ર.૩ પણ રાજસભામાં પ્ર.૮ તરીકે આણવો પડ્યો. સખીઓની પ્રાર્થના પ્ર. ૧૨ પહેલાં આણી. પ્ર. ૮ 'ચહોદશ જેવું તારી વાટડી' એ પદથી શરુ થતી પ્રાર્થનાવલિ પ્ર. ૧૦ બનાવી પાછળ નાંખી પ્ર. ૧૧ અને કેદારાનો પ્રસંગ ૧૫, ૧૭ વચ્ચે આણ્યા પ્ર. ૧૦. 'તેણે નર જીત્યું' એ પદ ૮૨ સાથે છેલ્લું મહિમાનું પદ ૮૩મું **હીપા**કારે રચ્યું,[2] પ્ર. ૧૫.

---

૧. ૨ (૨) પાનું ૧૮ ૨. ૨ (૩) પાનું ૧૮

(૨) **હીપા**ના કર્તા આગળ **તત્રિ**નું આખ્યાન હોવુંજ જોઈએ.

**તત્રિ**નાં પદ ૧૯–૩૧ સુબંધદ્ધ આખ્યાન કહે છે. **હીપા**માં તેની ત્રુટક કડીઓ છુટે છુટે ઠેકાણે ઉપરનો ફેરફાર કરવા વહેંચી દીધી છે. પરિણામે તેજ વાત અસંબદ્ધ રીતે બે બે વાર આવી છે. રાજસભા બેઠીઃ કડવું ૨૦–૨૨ ને પદ ૫૧; સંન્યાસીએ વિચાર કર્યો ને હાર બાંધ્યોઃ કડવું ૨–૨૭ ને પદ ૫૧; શ્રીધરે રાજાને વાર્યોઃ કડવું ૨–૪૮–૪૮ ને પદ ૫૧; રાજાએ ક્રોધ કર્યો ને હાર લાવવાનું કહ્યુંઃ કડવું ૩–૭; પદ ૪૧. ૫૧; રાજમાતા આવી શીખ દે છેઃ પદ ૪૧ ને પદ ૫૧; રાજાએ ખડગ કાઢયુંઃ પદ ૫૧ ને પદ ૬૦.

**હીપા**નું પદ ૫૧મું **તત્રિ**ના પદ ૧૦ ને ૩૧ ટુંકાવીજ રચ્યું છે. ખરું જોતાં **તત્રિ**ના ૪૬ ને ૪૭ સવાલ જવાબનાં પદ છે. ૪૬ મું પદ **હીપા**માં ૫૧–૧૧ છે, અને ૪૭મું ૬૦ છે. એ ફેરફાર કોઈએ પાછળથીજ કર્યો હોવો જોઈએ. **હીપા**નાં પદ, ૭૨, ૭૪, ૭૬, ૭૯ ને ૮૦ **હીપાર**નાં ક્રમે પદ ૫૬ ને ૬૩ પરથી જ લેવાયાં છે. **હીપાર** અને **હીપા૪ તત્રિ**ની થોડા ફેરફાર સાથેની નકલ છે. તેનાં કલશનાં પદ **હીપા**નાં આખ્યાનમાંજ લઈ લીધાં છે.

૭

અગત્યનો સવાલ એ ઉભો થાય છે કે **હીપા**કારે આખ્યાન રચ્યું ત્યારે **તત્રિ** વાળું જે આખ્યાન તેની આગળ હતું તેમાં ઉપર આપેલું નરસિંહના કર્તૃત્વનું પદ[૧] ( **હીપાર** ૭૯, **હીપા૪**, ૭૯, **કાસં** ૧૪૯ ) 'સંવત પંદર બારોતરો......ભણે નરસૈંયો તે હરિપદ પામે ગરુડે ચહડીને વૈકુંઠ જાયરે ' એ હતું કે? સંવત ૧૭૬૨માં તો એ હયાતીમાં હતું ( **હીપાર**).

---

૧. ૨ (૪) પાનું ૨૦.

**હીપા૧** પદ ૮૩ તો તેના કર્તાએ રચ્યું એ સ્પષ્ટ છે. 'પૂર્વે જે જે કવિજન વૈષ્ણવે કહ્યાં ચરિત્ર ઉદારજી' તેના પરથી એ રચાયું. –નરસિંહે રચેલા આખ્યાન પરથી નહીં. એટલે **હીપાર** ૭૯ નું નરસિંહના કર્તૃત્વનું પદ એની આગળ નહીં હોય. વળી બીજો એક પુરાવો મળી આવે છે. **હીપા**ના કર્તા આગળ જે વૈષ્ણવે કહ્યાં ચરિત્ર હતાં તેનું છેલ્લું પદ ૮૦માં સાચવ્યું છે.

> [1]સંવત પંદરબારોતરો માઘ સુદ સાતમ ભોમવાર;
> તે દિવસ દિગવીજે મેહેતાને આપ્યો હરિએ હાર.
>
> દેવ ગગન રહી નિરખતા જયજય વાણી ઉચ્ચરે;
> ધન ધન મનુષ નરસૈ નાગર ભકિત એ હરિ વશ કરે.
>
> પુષ્પવૃષ્ટિ તાંહાં થઈ ઘણી, આનંદ ઉર ન સમાય;
> સરવ લોક અતિ હરખ ધરી ઘેરઘેર હાર ચરિત સહુ ગાય.
>
> એહ ચરિત્ર અદ્‌ભુત પ્રગટ્યું કળજુગ માંહાં કરુણા કરી;
> ગાય જે જન સાંભળે તે જાય ભવસાગર તરી.

એટલે 'ભણે નરસૈયો' વાળું પદ **હીપાર** ૭૯ એ પુરોગામી ચરિત્રમાં નહોતું; અને **તત્રિ** વાળા આખ્યાનમાં એ પદ નહીં હોય એમ સંભવે છે. પરિણામ સં. ૧૭૬૨ પહેલાં હારમાલામાં નરસિંહના કર્તૃત્વ વિષે ઉલ્લેખ હતો તેનો પુરાવો નથી.

૮

નર્મદે અને સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળાએ હારમાલા પ્રેમાનંદની ગણી તેનો આધાર **હીપાર, હકાં૧** હતો અને દલપત અને

---

૧. ૨ (૩) પાનું ૧૮.

સ્વ. હરિલાલ ધ્રુવે એને નરસિંહની ગણી તેનો આધાર આ **हीपार**નું મહિમાનું પદ હતું એમ માનવાને કારણ મળે છે.

ત્યારે હારમાલા નરસિંહની છે એ પ્રશ્ન પુછીએ તેમાં હારમાલા કઈ? **फास ने हकां?** આખી અશિુદ્ધ તો હોય જ નહીં. **हीपा, हकांध ने फादो** તો બીજાની રચેલી ઠરી એટલે **तत्रि, हीपार, हीपा४**વાળી હારમાલા નરસિંહની હોઇ શકે કે કેમ એટલો જ સવાલ રહ્યો.

(૧) **तत्रि**ના પહેલા વિવાદમાં [પદ ૧—૧૭] ૧૪મા પદ શીવાય કોઈ પદમાં હારની વાત નથી એટલે એને દૂર રાખીએ તો પદ ૧ ૩,૬,૭,૮,૯ ને ૧૦માં વિવાદનો ધ્વનિ નથી.

(૨) ભીમનાં પદ ૬, ૮ ને ૧૦ ત્રણેમાં વિષ્ણુની સ્તુતિ છે, અને તેમાં તેણે કૃષ્ણ, દામોદર, ગોપાલ, રાઘવ ને રામથી સંબોધ્યા છે. ભીમ કૃષ્ણને પૂજ્ય લેખે છે

પદ ૬: 'કૃષ્ણસ્વામી એક રાવ સાંભળો, સમરથ સ્વામી શ્રી રઘુનંદન'

પદ ૮: 'દેવ દામોદરા...શ્રીહરિ...સારંગધર ગોવિંદ ગોપાલ તું ગરૂડગામી.'
શ્રી રામ તવ નામ ઉચરે જે ભક્તજન, મુક્ત સંવત સદા છે જ તેણે;
તે તણા દાસનો ચરણ સેવક સદા, બેહુ કર જોડીને ભીમ ભણે.

આ પ્રમાણે **तत्रि** ને **हीपा**માં છે. આ મુશ્કેલી **हीपा**ના કર્તાને નડી છે અને તેથી એ ટુંક બદલી તેને 'નરસિંહનું' બનાવ્યું છે.

'નંદના નંદ મુકુંદ મુરલીધરી ' ગોકુળ ચંદ ગોવિંદ ગોપાળ,
નરસૈયા આ પ્રભુ સાહે કર માહરી શરણાગત તણી લીજે સંભાળ.'

પદ ૧૦. 'સારંગધર' 'રાઘવ' 'ગદાધર' 'રામ' એ જ પ્રકારનું, અને એક જ કર્તાનું હોય એવું ભીમનું એક ચોથું પદ **हीपा** ૨૭ છે તેમાં છેલ્લી ટુંક આ પ્રમાણે છેઃ

ભક્ત વિલિક્ષણ, પરમ વિચક્ષણ, અંજનીસુત તુલસી રે દાસ;
ભીમ ભણે જેણે રામને ઓળખ્યા, તે વામિયા માતને ગર્ભવાસ.

તુલસીદાસજી સં. ૧૬૭૯માં ગુજરી ગયા એટલે જે ભીમનાં આ પદો છે તે ત્યારપછી થયા હોવા જોઇએ. અને ભીમ કૃષ્ણનો વિરોધી નહોતો. કોઈ ભીમ નામના વિષ્ણુભક્તનાં પદો કોઈ આખ્યાનકારે વિવાદ રચતાં ઉમેરી દીધાં છે. આ ઉપરથી એ ભાગ નરસિંહનો હોય એ સંભવતું નથી.

(૩) તત્રિનાં પદ ૧૮–૨૯ ને ૩૧ સ્પષ્ટ રીતે એક નીરાળા આખ્યાનનો ભાગ છે.

એમાંનું પદ ૨૪ વિશ્વનાથ જાનીના સં. ૧૭૦૮ના 'મોહોસાળું-ચરિત્ર'માં છે.[૧] તેની છેલ્લી પંક્તિઓ આ છેઃ—

ચૈત્ર સુદ દ્વાદશી, મેઘઘટા ચઢી, ગડગડીને કુંડી માંહે વુઠો;
સમણુ આપી જેહવો નરસૈંયો સૂઝ્યો, તેહવો સમસ્ત વૈષ્ણવને તૂઠો.

આ પદ નરસિંહભક્ત કોઈ જુના કવિનું છે. જો પદ ૨૪મું વિશ્વનાથમાંથી લીધું હોય તો આ માલા સં. ૧૭૦૮ પછી રચાઈ હોય. નહીં તો બનેએ કોઈ પહેલાંની આખ્યાયિકામાંથી લીધું હોય.

પદ ૨૪ ને ૨૮ બનેની છેલ્લી લીટીનું અડધીયું 'તેહવો સમસ્ત વૈષ્ણવને તૂઠો' એકજ છે. એ ઉપરથી એમ લાગે છે કે એ બે કોઈ એક નરસિંહભક્તના રચેલા સમણુ ને મામેરાનાં પદ છે, અને તેમાંથી વિશ્વનાથે એક લીધું હશે. એટલે એ આખ્યાયિકા તત્રિથી સ્વતંત્ર હોવી જોઈએ.

એ પદો નરસિંહનાં તો હોઈ જ ન શકે કારણ કે એ પોતે પોતાને અદ્દભુત ને અવતારી કહે એ તદ્દન અસંભવિત છે. તે જ પ્રમાણે પદ ૨૮માં શ્રીપાત કહે છેઃ 'નરસૈયાની કથા સાંભળી બ્રહ્મહત્યાદિક પાતક ટળે' એ પદ પણ નરસિંહનું તો ન જ હોય.

---

૧ ન. સ. આખ્યાન પા. ૬૦

૯

(૪) તંત્રિ અથવા કોઈ પણ હારમાલાનું કાવ્ય વિશ્વનાથે ભાગ્યે જોયું કે જાણ્યું હશે. 'મોહેસાળુંચરિત્ર' (સં. ૧૭૦૮)માં એ પ્રસંગ આમ આપ્યો છે:—

"કેટલે ઠામે કરુણા કીધી વીનતી જ્યાંહાં જ્યાંહાં કરી;
દોશી પરજન અને પારખે હાર આપ્યો શ્રી હરિ. ૬

વળી અનેક ઠામે લાડ પાળ્યાં તે કહ્યો સ્વલ્પ વિસ્તાર;
નિશ્ચલ મમ કરી હરિ આરાધ્યા ન ગણ્યો લોક વહેવાર." ૭

આ ચાર લીટી પરથી હારનો કોઈ પ્રસંગ વિશ્વનાથના જાણ્યામાં હશે, પણ દામોદર એને હાર આપતા તે કે માંડલિકનો હાર પ્રસંગ, તે સંદિગ્ધ છે. પણ કૃષ્ણદાસની હુંડી ચરિત્ર (૧૭૧૩)[1] અથવા આધાર ભટનાં વિવાહ ચરિત્રમાં[2] કે વિશ્વનાથ જાનીનાં નરસિંહ મહેતાના ચરિત્રમાં[3] હારપ્રસંગનો ઉલ્લેખ નથી.

એટલું જ નહીં પણ જાનીની કૃતિમાં અગ્યારમા અને તેરમા કડવામાં કાનબાઈ આદિનો અને 'ઉઘાડા શણગાર'નો ઉલ્લેખ છે અને છતાં હારના પ્રસંગનો ઉલ્લેખ નથી. જ્યાં સુધી બીજો વિરોધી પુરાવો ન મળે ત્યાં સુધી માની શકાય કે સં. ૧૭૦૦ની આસપાસ માંડલિકનો પ્રસંગ નરસિંહભક્ત કવિઓની જાણમાં ન હતો.

તંત્રિમાં જ હારમાલાના પ્રસંગનો પહેલો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. એની રચના સં. ૧૭૦૦ પહેલાં મુકવા માટે કંઈ પણ આધાર નથી.

---

૧ વિસ્તૃત આવૃત્તિ. જુઓ ન. મ. આખ્યાન; ઉપોદ્ઘાત, પા. ૧૦

૨ તેજ; કા. દો. ભાગ ૮, પા. ૪૧૮

૩ કા. દો. ભાગ ૮, પા. ૬૦૮

૬૦

નરસિંહે હારમાલા લખી એ વાત ૧૭૦૮માં વિશ્વનાથથી માંડી **હીપાર** (સં. ૧૭૬૨) સુધી કોઈપણ કવિએ કહી હોય એમ મારી જાણમાં નથી. **હીપા** [૧૭૩૪ ?]ને **દક્કાં**૪ [૧૮૧૨] બંનેના ઉલ્લેખ પુરવાર કરે છે કે **હીપા** પહેલાં માત્ર ઉડતી આખ્યાયિકા હતી. વલ્લભ પણ નરસિંહની એવી એક કૃતિ છે એમ કહેતો નથી; એટલું જ નહીં પણ એવી કોઈ કૃતિ ન હતી એમ પુરવાર કરે છે.

કોઈપણ પદની ભાષા સં. ૧૭૦૦ની પહેલાંની મળી આવી નથી એટલે પદની ભાષા પર બાંધેલો મત નકામો છે.

૬૧

જુનાગઢની ગાદીએ ઇ. સ. ૧૪૪૦ થી ૫૧ સુધી રા' મહીપાલ અને ઇ. સ. ૧૪૫૧–૭૨ સુધી રા' માંડલિક રાજા થઈ ગયા[1], અને હારમાલાનો પ્રસંગ ઇ. સ. ૧૪૫૬માં થયો એમ મનાય છે. મહીપાલ અને માંડલિક બંને ચૂસ્ત વૈષ્ણવો હતા, અને દામોદરરાયના ભક્તો હતા. માંડલિકે દામોદરરાયનું મંદિર બંધાવ્યું; માંડલિકનો મિત્ર વિંગલવેજો જે વૈષ્ણવ હતો તે પ્રભાસ પાટણનો ઠાકોર હતો; અને મહીપાલ પોતાને ખરચે યાત્રાળુઓને પાટણ અને દ્વારિકા મોકલાવતો હતો.

જો નરસિંહ સં. ૧૪૭૦ માં જન્મ્યા માનીએ તો ૧૫૧૨ માં ૪૨ વર્ષની ઉમરના હોય અને હારમાલા પ્રમાણે એ વિખ્યાત વૈષ્ણવ પણ હોય. તો વિષ્ણુભક્ત માંડલિક આવો જુલમ કરે એ માનવાને કઠણ થઈ પડે છે.

**હીપાર**માં રામાનંદ શાપ આપે છે: 'ત્રણ મસવાડા માહે મલેછ જ થાયે.' **હીપા**૪માં (૫૯) રામાનંદ માંડલિકને 'તાહારું

---

[1] Bombay Gazetter Vol VIII p. 497–9

જાઓ રાન્યાસંનજી. ત્રણ માસમાં થાશે કોપજી'. **हकां** (૧૫૧) પણ એમ શાપ આપે છે. **फास** (૧૩૨) રાજ્ય જવાનો અને અસુરને હાથે મરવાનો શાપ આપે છે. ૧૭૪૨માં માંડલિક જુનાગઢ ખોઈ બેઠો, મુસલમાન થયો ને જીવે બચ્યો. આ વાતો એ વટલાઈ ગયા પછી કોઈ આખ્યાનકારે બેસાડેલી લાગે છે. કોઈ નાનાને પાછળથી થએલા માંડલિકનો કૈં પ્રસંગ જુનાગઢના માંડલિક જોડે તો દંતકથાએ નહીં ભેળવ્યો હોય ?

૧૨

**हीपा**નું કડવું ૮૦મું[૧] પણ બતાવી આપે છે કે એ કોઈ બીજા કવિએ પાછળથી કરેલા આખ્યાનનો જ ભાગ છે.

(૨) **हीपा, हकां** ૧,૨,૩,૪ અને **फास** દરેકમાં શ્રીકૃષ્ણ આવ્યા ત્યારે જુદે જુદે સ્વરૂપે જુદા જુદાને જણાયા તે વર્ણવ્યું છેઃ—

'રામાનંદે રામરુપ દીઠું, મુકુંદાશ્રમ રે મુકુંદ રે;
અવધૂતાશ્રમે અવધૂત દીઠા, ગોવિંદાશ્રમ રે ગોવિંદ રે.' વિગેરે

**हीपा**ની આખી યાદી કૃત્રિમ છે, અને પાછળની પ્રતોમાં તેને વળી વધારવામાં આવી છે. આ નરસિંહની ન હોઈ શકે.

(૩) વિવાદવર્ણનમાં અસ્વાભાવિક્તા પણ ઘણી છે. **तत्रि, हीपा** અને **फास**રમાં 'આખા દિવસનો રળીખપી આવ્યો' આ નરસિંહનાં પોતાનાં બધાં કાવ્યોથી વિરુદ્ધ છે. કોઈ ઠેકાણે એણે એવું લખ્યું નથી કે એ નોકરી કરતો હતો.

(૪) હારમાલાનાં ઘણાં પદોમાં નરસિંહને લોકો લંપટ કહેતા, એવા સ્પષ્ટ ઉલ્લેખ છે. આખા પ્રસંગનું મૂલ એની લંપટાઈની ખ્યાતિ છે.

---

૧ ૭. પાનું ૩૯

એ સાથે નરસિંહની બીજી સર્વમાન્ય કૃતિઓ જોઈએ તો અરાઢવીશ વર્ષે તેણે રાસદર્શન કર્યું; પછી જુદો રહ્યો. ઘેર ખાવા નહોતું ત્યાં, કીર્તન ઓચ્છવ તે કરતો. મહેતી સાધ્વી હતી. હરિઇચ્છા રાખી દીન બની તે જીવન નીભાવતો[1]. પછી બાર વર્ષ રાસનાં અને શૃંગારમાળાનાં ગણીયે. તેમાં એને કોઈ લંપટ કહેતું એ વાતનો કાંઈ પણ ઉલ્લેખ નથી. પછી આશરે બત્રીશેક વર્ષે શામળદાસનો વિવાહ. તેમાં એની નિર્મળતા શબ્દેશબ્દમાંથી નીતરે છે.[2] દીક્ષિતજી એને માટે ઘણો ઉંચો મત ધારાવે છે.[3]

મદન મહેતો ને તેની સ્ત્રી ઘણાં આક્ષેપો એના પર કરે છે પણ એ અનીતિમાન છે એવો જરાય અણસારો નથી.[4] પછીનાં વર્ષો તે એની કસોટીનાં અને વૈષ્ણવપદની પયગંબરીનાં. તેમાં એને માથે લંપટાઈનો આક્ષેપ છે એવો એક શબ્દ નથી. પદ જેમાં એ પોતાના પરના આક્ષેપો ગણાવે છે. તેમાં પણ 'વેરાગી થઈ નાહક નાચીએ, તુલસીતીલક કેમ ધરીયે રે' એ શીવાય બીજી વાત નથી, અને આ 'પરસ્ત્રી જેને માત રે' એ શીખવવાનો એનો સમયપ. એટલે કોઈ પણ કાવ્યમાં એ લંપટ ગણાતો હતો એવો ઉલ્લેખ નથી.

સંવત ૧૭૦૦ની આસપાસ કાવ્યો રચનારાઓએ એ રસિક આક્ષેપ કૈંક અંશે કર્યો હતો એ તો ઉપર જોયું.

(૫) નરસિંહ રામને વખોડે છે:

'રે ધરડા રે ચપરું ત્યારે રામજી કહીશું;
આપણા કહ્યાનો મારે ખપ નથી.'

---

૧ નરસૈયો. જુઓ પાનું ૪૯
૨ ,, ,, ૬૫
૩ ,, ,, ૬૮
૪ ,, ,, ૬૯
૫ ,, પ્રકરણ ૭મું

આ બધાં પદો નરસિંહના દેવો તરફની આખી દૃષ્ટિને ભ્રષ્ટ કરે છે. એ શંકર, કૃષ્ણ ને રામ વચ્ચે ફેર જોતો નહોતો.[1]

(૬) વળી બીજાં બધાં મહેતાનાં સર્વસ્વીકૃત પદો કરતાં હારમાલામાંથી જુદાજ પ્રકારનો નરસિંહ નીકળે છે. આ માલામાં તે અભિમાની, આત્મસંતુષ્ટ ને તોછડો છે; આક્ષેપો કરે છે, આક્ષેપો જોરથી પાછા ઠેલે છે. ઈશ્વરના બીજા સ્વરૂપે તે નીંદે છે, બીજા સ્વરૂપોના પૂજનારને ડામ દે છે. એ છટાબાજ વાગ્પટુ હરદાસનો ખ્યાલ આપે છે. સ્વ. ઈચ્છારામના શબ્દોમાં આ નરસિંહમાં 'ઝડાકા તથા છટા તથા રંગ અને કૈં કૈં ધીરોદાતત્વ પણ ઘણે અંશે ધીરોદ્ધતત્વ છે.

રે ઘરડા થઈશું ત્યારે રામજી કહીશું (हीपा૪); આપણા કહ્યાનો મારે ખપ નથી (हीपा૧૨); બેસી બેસી રહે રામ દાસીયા (हीपा૬); ભણે નરસૈંયો સાંભળ ભૂર ભીમડા (એજ); રહે રહે ભગુવા લવરી કુરતો (हीपा૮); દાઢી બાળી ભાખરી ખા (એજ); રળવાનું તને જોર ન હોય તો રાખ ચોળીને ભીખી ખા (फास૧૮); કાં સ્ત્રી મરે, ખાવા ટળે ત્યારે, તે વારે ભગુંઆ પહેરો...તારા ૐકારનું કરને અથાણું (हीपा૧૨); રહેવા દે તારો રામ, ભગુવા, રહેવા દે તારો રામ (हीपा૩૦); બક બક કરતા બેસી રહોને (फास૬૩); મહારંડનો મુખથી નવ બોલે (फास૧૨૪); આ અને આવી અનેક ગાળોથી હારમાલાનાં પદો ભરપૂર છે.

હવે આની સાથે ખરો નરસિંહ સરખાવીએ. શંકર એને દીન ભક્ત જાણી લઈ જાય છે. પછી ભાભીથી છુટો પડે છે દીનતાથી. જે સામળદાસના વિવાહમાં સરલહૃદયથી દીનતાથી પ્રભુનો પરચો વર્ણવે છે; જે પોતાને રંક નરસૈંયો કહી વર્ણવે છે; જે પોતે મહંત પુરુષ કહેવાય

---

૧ નરસૈંયો. જુઓ પાનું ૯૬

છે છતાં પોતે, આક્ષેપો થતાં, 'એવા રે ભાઈ અમે એવા' કહી પોતાને 'હળવા કર્મ'નો કહી દીનતા સ્વીકારે છે; સમદષ્ટિનો પયગંબર, જે 'સકળ લોકમાં સહુને વંદે'—તે અપૂર્વ ને મોહક દૈન્યની મૂર્તિ આ હોય ? એ આવું બોલી કે રચી શકે ? હારમાલાના બોલો એના છે એમ માનવું, તે નરસિંહની મૂર્તિને, અજ્ઞાનના અભિમાનમાં, કલંકિત કરવા જેવું મને લાગે છે.

૯

આ તપાસનું પરિણામ આ પ્રમાણે રજુ કરી શકું :

[૧] સં. ૧૭૮૦—૧૮૦૦ પછી **फास** ને **हकां**૧ની વિસ્તૃત હારમાલાની સંકલના થઈ;

[૨] તેની રચનાનો મુખ્ય આધાર આશરે સં. ૧૭૩૪માં રચાએલા આખ્યાન **हीपा** પર હતો.

[૩] એ આખ્યાન **हीपा** પ્રેમાનંદનું હોવાનો સંભવ છે.

[૪] **हीपा**ના આખ્યાનકારનો મુખ્ય આધાર કોઈ એક અસલ પૂરોગામી આખ્યાનપર હતો.

(**अ**) એ આખ્યાનમાં—આશરે ૫૦–૭૦ પદ હતાં;

(**आ**) એ આખ્યાન 'ભાઈ મને હરિ જોવાની ટેવ પડી' એ પદથી શરુ થઈ **हीपा**નું પદ ૮૦, કુંક ૮—૧૩ થી સમાપ્ત થતું;

(**इ**) એ અસલ આખ્યાન લગભગ આખું **तत्रि**, **हीपा**૨ ને **हीपा**૪માંથી મળે છે.

[૫] એ અસલ આખ્યાન પણ એક જણની કૃતિ નહોતું.

(અ) નરસિંહનાં ગણાતાં પદો, (આ) ભીમ નામના કોઈ રામભક્તનાં સ્વતંત્ર પદો અને (ઇ) મામેરાની કોઈએક આખ્યાયિકાનાં પદો ભેગાં કરી કોઈએ એ આખ્યાન રચ્યુ હતુ.

[૬] એ અસલ આખ્યાન આશરે સ ૧૭૩૦ પૂર્વે કોઈની જાણમાં હોય એવું મળતું નથી.

[૭] એ અસલ આખ્યાન નરસિંહની કૃતિ હોઈ શકે નહીં.

[૮] માંડલિકના પ્રસગ માટે એ અસલ આખ્યાન શીવાય બીજો કોઈ સ્વતંત્ર આધાર નથી.

[૯] એ પ્રસંગ બન્યો હોય એવો સંભવ મળેલી સામગ્રીપરથી દેખાતો નથી.

[૧૦] નરસિંહે હારમાલા લખી એ વાત સં. ૧૭૬૨ પહેલાં કોઈના જાણમાં હોય એમ પુરવાર થતું નથી.

[૧૧] વધારે સામગ્રી જડે તો આ મતમાં જરૂર ફેર કરવો પડે. પણ નરસિંહે હારમાલા રચી છે એવું પુરવાર કરનાર સામગ્રી મળવી આજે અસંભવિત લાગે છે.

---

## ૩—નરસિંહ મહેતાનો કોયડો

૧

ઇ. સ. ૧૯૨૫માં હું ભક્તિસાહિત્યનો અભ્યાસ કરવા બેઠો ત્યારે નરસિંહ મહેતાના સમય માટે મને શંકા ઉદ્ભવી, અને તે વીશે મેં એક લેખ લખ્યો. એ લેખ 'ગુજરાત 'ના સંવત ૧૯૮૨ના શ્રાવણ માસના અંકમાં પ્રગટ થયા પછી એમાં જણાવેલાં હકીકત, પ્રમાણ અને શંકા માટે અનેક લેખો લખાયા છે. સંતોષની વાત એ છે કે આજે એ મુદ્દા વીશે વિચાર કરવાનો ફરી પ્રસંગ મળ્યો છે.

૨

મેં પુછેલો કોયડો ઘણોજ સાદો છે. સ્વ. નર્મદાશંકર, ઇચ્છારામ સૂર્યરામ અને હરગોવિંદદાસ કાંટાવાળા જેવા સમર્થ સાહિત્યપ્રેમીઓએ પોતાના જમાનામાં તપાસ કરી, અને ભેગી કરેલી કથનીઓ અને મળેલાં સાધનો પરથી એવો નિર્ણય કર્યો કે નરસિંહ મહેતા સં. ૧૪૭૦માં જન્મ્યા અને સં. ૧૫૩૬માં મરી ગયા. અત્યાર સુધી એ સમય બધા સ્વીકારતા ચાલ્યા આવ્યા છે.

૧૮ મી ફેબ્રુઆરી ૧૮૪૫ (સં. ૧૫૪૧)એ ચૈતન્ય જન્મ્યા. ઇ. સ. ૧૫૧૧ (સં. ૧૫૬૭ )ના ઓગસ્ટ માસમાં તે જુનાગઢ આવ્યા. અને ઇ. સ. ૧૫૩૩ (સં. ૧૫૮૯ )માં મરી ગયા.

મેં ૧૯૨૬માં પુછેલો કોયડો આજે આ પ્રમાણે ફરીથી રજુ કરી શકું.

અ. નરસિંહ મહેતાનો જીવનકાલ સં. ૧૫૬૭ પહેલાં કે પછી ?

આ. અને આજે મળતી સામગ્રી પરથી એમના જીવનકાલની પહેલી અને છેલ્લી મર્યાદા કઈ?

એમની એમ માનવાની ટેવ હોય ત્યાં આ કામ ઘણું મુશ્કેલીભર્યું થઈ પડે એમાં નવાઈ નથી આ કાવ્યની તપાસમાં પહેલુ ભયસ્થાન તો કિંવદંતી છે. કાલિદાસ અને ભોજ સાથે થયા, વિક્રમની સભામાં નવ સાહિત્યરત્નો હતા, શ્રીકૃષ્ણને મરી ગયાને પાંચ હજાર વર્ષ થયાં; અકબર, તુલસીદાસ ને મીરાંનો ભેટો થયો; મીરાં કુંભારાણાની સ્ત્રી હતી—આવી ઐતિહાસિક પાયા વિનાની વાતો સદીઓ સુધી વિદ્વાન પંડિતોએ ખરી સ્વીકારી છે એ આ કિંવદંતીનો ભયંકર પ્રતાપ દેખાડે છે.

અસત્યોની આવી જનનીનો કાવ્યએ તો બહિષ્કાર કર્યો છે; પણ ઇતિહાસમાં છેક તેમ તો ન થાય એ ખરુ. છતાં જ્યાં સુધી કહેનારની જ્ઞાનપ્રાપ્તિના સાધન સારી રીતે ન તપાસી શકાય ત્યાં સુધી કહેલી વાતનો અસ્વીકાર થવો જ જોઈએ અહીંઆ આ વસ્તુ સ્પષ્ટ કરવાનો મારો હેતુ એ જ છે કે હવે પછીની તપાસમાં વારે વારે આ મુદ્દો મારે ન કહેવો પડે

૪

નરસિંહ સ. ૧૪૭૦માં કે તે અરસામાં જન્મ્યા, એ હકીકતને તપાસની પહેલી મર્યાદા કહી શકાય એમને એથી પહેલા મુકવાને કોઈએ પ્રયત્ન કર્યો નથી

બીજી તરફ કેટલીક હકીકત છેલ્લી મર્યાદા સ્પષ્ટ રીતે નક્કી કરે છે

સ. ૧૭૦૦ : હારમાળાના અસલ આખ્યાનની રચનાનો સમય.[1]

સ. ૧૭૦૮ વિશ્વનાથ જાનીનુ મોસાળાચરિત્ર રચાયુ [2]

સ. ૧૭૧૦ : નાગપુર કવિ જોઈમલજીની હૂંડી [3]

સં. ૧૭૧૧ : કૃષ્ણદાસનુ હારચરિત્ર.

---

૧. ૯ (૪) પા ૪૭

૨. કાવ્યદોહન ભાગ ૮. પા. ૧૦૯.

૩. નટવરલાલ : ત્રિકમદાસના કાવ્યો. ૨૫૧.

૧૯૨૬માં મેં કોયડો આ પ્રમાણે પુછ્યો હતો : નરસિંહ મહેતા ખરેખર ચૈતન્ય પહેલા થયા કે પછી ? અને જે સામગ્રીઓ મળી તે પરથી મારું કહેવું એ હતુ કે નરસિંહ મહેતાનો સમય ઈ. સ. ૧૫૦૦ થી ૧૬૦૦ સુધીનો કહી શકાય; તેની ભક્તિ વૃંદાવનીય ભક્તિથી પ્રગટી એમ બને; ચૈતન્ય પહેલાં ગુજરાતમાં શુદ્ધ ભક્તિ પ્રગટી એ ગર્વપ્રદ બનાવનું માન આપણે ખિન્ન હૃદયે છોડી દેવું પડે; આ જ હકીકત સ્વાભાવિક છે અને ઐતિહાસિક ઉત્ક્રાંતિને સાનુકૂલ છે; અને આ મુશ્કેલીભર્યા વિષય પર વધારે શોધ અને વધારે સામગ્રી વિના અજવાળું પાડવું અઘરું છે.[1]

નિર્ણય મુલતવી રાખવાની આ સૂચના મેં ધ્યાનપૂર્વક કરી હતી. અને અંતિમ નિર્ણય કરવાનો મારા પર જે આક્ષેપ મુકાયો તે અણઘટતો છે. જીવનના કાર્યક્ષેત્રમાં માણસને તુરતાતુરત નિર્ણય કરવો પડે છે. અદાલતમાં મુકદમો પુરો થતાં, ન્યાયાધીશને છેવટનો ચુકાદો આપવાની ફરજ પડે છે. ઐતિહાસિક અને વૈજ્ઞાનિક સંશોધન કરનારને માથે એવી ફરજ આવી પડતી નથી. નિર્ણયની કામચલાઉ દિશા બતાવી, અંતિમ નિર્ણય ભવિષ્ય પર રાખવાનું કર્તવ્ય ઘણી વખત એને માથે આવી પડે છે.

૩

હાથ લાગતા પુરાવાને તટસ્થતાથી તપાસી, શું હશે તે કલ્પના દૂર ઠેલી, શું હોવું જોઈએ એ આદર્શ ત્યજી, સત્ય કેટલું અને કેવું છે એનો નિર્ણય સદા ય અઘરો છે. અને ખાસ કરીને મધ્યકાલીન હિંદમાં ઇતિહાસ કોઈને પ્રિય નહોતો, અને આજે દંતકથાના ઢગલામાંથી જ ઘણીવાર સત્ય શોધવાનુ રહે છે. લોકોના 'શ્રદ્ધાળુ હૃદયને ઘણી વાતો

૧. ગુજરાતી સાહિત્ય-મધ્યકાલનો સાહિત્યપ્રવાહ; પા. ૩૫૭. મુનશી : ભક્તિ અને ગુજરાતી સાહિત્ય.

એમની એમ માનવાની ટેવ હોય ત્યાં આ કામ ઘણું મુશ્કેલીભર્યું થઈ પડે એમાં નવાઈ નથી. આ કોયડાની તપાસમાં પહેલું ભયસ્થાન તો કિંવદંતી છે. કાલિદાસ અને ભોજ સાથે થયા; વિક્રમની સભામાં નવ સાહિત્યરત્નો હતાં; શ્રીકૃષ્ણને મરી ગયાને પાંચ હજાર વર્ષ થયાં; અકબર, તુલસીદાસ ને મીરાંનો ભેટો થયો; મીરાં કુંભારાણાની સ્ત્રી હતી—આવી ઐતિહાસિક પાયા વિનાની વાતો સદીઓ સુધી વિદ્વાન પંડિતોએ ખરી સ્વીકારી છે એ આ કિંવદંતીનો ભયંકર પ્રતાપ દેખાડે છે.

અસત્યોની આવી જનનીનો કાયદાએ તો બહિષ્કાર કર્યો છે; પણ ઇતિહાસમાં છેક તેમ તો ન થાય એ ખરું. છતાં જ્યાં સુધી કહેનારની જ્ઞાનપ્રાપ્તિનાં સાધન સારી રીતે ન તપાસી શકાય ત્યાં સુધી કહેલી વાતનો અસ્વીકાર થવો જ જોઈએ. અહીંઆં આ વસ્તુ સ્પષ્ટ કરવાનો મારો હેતુ એ જ છે કે હવે પછીની તપાસમાં વારે વારે આ મુદ્દો મારે ન કહેવો પડે.

## ૪

નરસિંહ સં. ૧૪૭૦માં કે તે અરસામાં જન્મ્યા, એ હકીકતને તપાસની પહેલી મર્યાદા કહી શકાય. એમને એથી પહેલાં મુકવાને કોઈએ પ્રયત્ન કર્યો નથી.

બીજી તરફ કેટલીક હકીકત છેલ્લી મર્યાદા સ્પષ્ટ રીતે નક્કી કરે છે.

સં. ૧૭૦૦ : હારમાલાના અસલ આખ્યાનની રચનાનો સમય.[૧]

સં. ૧૭૦૮ : વિશ્વનાથ જાનીનું મોસાળાચરિત્ર રચાયું.[૨]

સં. ૧૭૧૦ : નાગપુર કવિ જેઠમલજીની હૂંડી.[૩]

સં. ૧૭૧૧ : કૃષ્ણદાસનું હારચરિત્ર.

---

૧. ૯ (૪) પા. ૪૭

૨. કાવ્યદોહન ભાગ ૮. પા. ૧૦૯.

૩. નટવરલાલ : ત્રિકમદાસનાં કાવ્યો. ૨૫૧.

સં. ૧૭૧૩ : કૃષ્ણદાસની હુંડી ચરિત્ર.[1]

સ. ૧૭૩૩ : હારમાલાની પ્રત તન્નિના લખ્યા સંવત.[2]

સં. ૧૭૩૪ : પ્રેમાનંદે રચેલી હારમાલાનુ વર્ષ.[3]

આ ઉપરથી સ્પષ્ટ રીતે સવત ૧૬૭૫ તપાસના ક્ષેત્રની અંતિમ મર્યાદા પુરવાર થાય છે. એટલે સ. ૧૪૭૦થી ૧૬૭૫ના વર્ષ સુધીના સમયમા નરસિંહનો આશરે પચાસેક વર્ષનો કવનકાલ નક્કી કરવાનું રહ્યું.

૫

નાભાજીના ભકતમાલમા નરસિંહ અને મીરાનાં ચરિત્ર છે. નાભાજીનો સમય હજી ચોક્કસ નથી. કેટલાક માને છે કે ભકતમાલ સં. ૧૬૬૯માં રચાઈ, અને કેટલાકનુ માનવુ છે કે સવત ૧૭૬૯માં નાભાજી જીવતા હતા અને તેમણે પ્રિયાદાસ પાસે ટીકા લખાવી.[4] પણ સં. ૧૬૭૯માં ગુજરી ગએલા તુલસીદાસનું ચરિત્ર અને મરણતિથિ, તેમ જ વિઠ્ઠલનાથજી, જે સં. ૧૬૪૨માં ગુજરી ગયા, તેનો અને તેના સાત ભક્તપુત્રોનો ઉલ્લેખ ભકતમાલમાં છે. આથી ભકતમાલનો સમય સં. ૧૬૮૦થી આગળ ન જ મુકી શકાય. એટલે બહુબહુ તો સં. ૧૬૯૦–૧૭૦૦માં નરસિંહની કીર્તિ ઉત્તર હિંદના ભકિતનાં ધામોમાં પ્રસરી રહી હતી એમ આ ઉપરથી મનાય.

સૌરાષ્ટ્ર, ગુજરાત, મારવાડ, રાજપુતાના અને મથુરાનો પ્રદેશ આ બધામાં આ સમયે સાંસ્કારિક એકતાનતા હતી એ વાત વીસરવી જોઈએ નહીં. એ બધામાં જેને ટેસીટારી પશ્ચિમ રાજ્યાની કહે છે અને

---

૧. ન૦ મ૦ આખ્યાન; ઉપોદ્ઘાત.

૨. ૨ (૪) પાનું ૪૭

૩. ૨ (૧) ,, ૧૮

૪. Lala Sitaram : Introduction to Selections from Hindi Literature. Cal. University

જેને આપણે જુની ગુજરાતી કરી શકીએ[1] તે ભાષા ઘણે ભાગે પ્રચલિત હતી અને પાટણ તુટ્યા પછી મથુરા અને દ્વારિકા જેવા ધામમાં રહેતો અને ભક્તોના રોગો આખા હિંદમાંથી આવતા, ભક્તિ અને જ્ઞાનનો રસ ચાખતા, અને તેને હિંદના ગામેગામ પ્રસારતા અગાઉથી માધવેન્દ્રે અને ચૈતન્યે, તેનમણી વલ્લભે મથુરા પ્રદેશમાં ભક્તિ બહેનાવીર[2] મીરા દ્વારિકામાં આવીને રહી, નરસિંહની દષ્ટિ દ્વારિકાના નાથ પર ઠરી રહેતી એટલે મથુરા અને દ્વારિકામાં પ્રગટેલી કીર્તિ ઝપાટાબંધ ચોમેર પ્રસરી જતી

વિવાદથી તદ્દન અગ્રસ્ત એવી નરસિંહની કૃતિઓ પરથી એટલું સ્પષ્ટ થાય છે કે જુવાનીથી એ ભક્ત તરીકે પંકાયા હતા, ગોપીનાથની એમની પૂજા અને એમણે સત્ય માનેલી રાસલીલાનું દર્શન પણ લોકવાયકાએ ચઢ્યું હતું એમની આધેડ વયમાં દ્વારિકા અને વડનગર સુધી પૈસાની મદદ કરે એવા પૈસાદારો એમના પ્રશંસકો હતા, અને જ્યાં જ્યાં નાગરો હતા ત્યાં ત્યાં તેમને માટે જેમ તિરસ્કાર હતો તેમ જ્યાં જ્યાં ભક્તમંડળો મળતા ત્યાં ત્યાં એમની ભક્તિની અને ભગવાને એમને દેખાડેલા પરચાની પૂજ્ય ભાવે ચર્ચા થતી હતી ઓછામાં ઓછા સાઠેક વર્ષના તો એ થયા હશે એમ 'ગોવિંદગમન' ઉપરથી સ્પષ્ટ લાગે છે તો એમના મરણ પહેલા, અથવા ત્યાર પછી થોડા જ વર્ષમાં એમની ખ્યાતિ સૌરાષ્ટ્ર, ગુજરાત, મારવાડ રાજપુતાના અને મથુરાના પ્રદેશમાં પ્રસરી રહી હતી એમ માનવાની વિરુદ્ધ કે કારણ રહેતું નથી. પરિણામે ૧૬૭૫ ની પહેલા થોડા વર્ષ પર જ નરસિંહ ગુજરી ગયા હોય તો પણ હારમાળા અને ભક્તમાલના ઉલ્લેખો અસ્વાભાવિક ન ગણી શકાય

---

૧ Munshi Gujarata and Its Literature Pt. II chap I

૨. મુનશી થોડાક રસદર્શનો – ભક્તિનો મર્યાદ

૬

હવે સંવત ૧૬૦૦થી ૧૬૭૫નો સમય લઈએ.

આ સમયમાં પુરાવા માટેની સામગ્રી નીચે પ્રમાણે ગણાય છેઃ

૧ સં. ૧૬૦૦ (?) મીરાંનું મૃત્યુ.
૨ સં. ૧૬૦૧ (?) નાકરની ભક્તમાલ.
૩ સં. ૧૬૧૩ (?) મોસાળું લખનાર નાગર વિષ્ણુદાસનો જન્મ.
૪ સં. ૧૬૧૬ (?) રત્ના ખત્રીનું 'નરસિંહજી કા માહ્યરા'.
૫ સં. ૧૬૨૧ (?) ચારણ કવિ ઈશ્વરદાસનું તિથિકાવ્ય.
૬ સં. ૧૬૨૪ (?) વસ્તાની ભક્તમાલ.
૭ સં. ૧૬૩૦ (?) નાકરનું મૃત્યુ અને તેના કવનકાલની સમાપ્તિ.
૮ સં. ૧૬૩૪–૩૬ (?) વિષ્ણુદાસનું મામેરું ને હુંડી.
૯ સં. ૧૬૫૮ (?) મીરાંનું મૃત્યુ (જુના મત પ્રમાણે).
૧૦ સં. ૧૬૬૦ (?) કલ્યાણરાયજીનો ઉલ્લેખ.
૧૧ સં. ૧૬૯૦–૧૭૦૦ (?) તુકારામનો ઉલ્લેખ.

૭

મીરાંનો જીવનકાલ પણ નરસિંહના જીવનકાલની માફક સંદિગ્ધ છે, એટલે સત્યના સંશોધનમાં મીરાંના જીવનકાલનો આધાર તદ્દન અવિશ્વસનીય છે. એક મત પ્રમાણે મીરાંનો જીવનકાલ સં. ૧૬૦૩થી ૧૬૫૮નો છે; દેવીપ્રસાદ મુનશીના મત પ્રમાણે તે સં. ૧૫૫૬થી ૧૬૦૦ સુધી વિસ્તરે છે. ગ્રીઅર્સનનો પણ એવોજ મત છે.[1] વળી મીરાંની કૃતિઓનું સંશોધન થયું નથી કે જેથી એમને નામે ચઢેલી કૃતિઓ એમની જ છે એમ કહી શકાય. અને 'નરસિંહ કા માહ્યરા'

1. Lala Sitaram : Selections from Hindi Literature

મીરાંનું કાવ્ય છે કે કેમ એ વીશે હજુ અંતિમ નિર્ણય થયો નથી. તે ૧૫૯૫માં દ્વારિકામાં આવીને વસ્યાં તેનો પણ પુરાવો નથી.

ટૂંકામાં,

૧ મીરાંનો કાલનિર્ણય ચોક્કસ નથી;

૨ 'નરસિંહ કા માહ્યરા' એમણે લખ્યું કે કેમ તે ચોક્કસ નથી.

૩ અને મીરાં સં. ૧૬૦૦માં ગુજરી ગયાં, અને 'માહ્યરું' લખી ગયાં એમ માનીએ તો પણ નરસિંહ ૧૪૭૦માં જન્મ્યા કે ૧૫૪૦માં જન્મ્યા તેનો નિર્ણય કરવામાં કૈં મદદ મળતી નથી.

૮

એમ કહેવામાં આવે છે કે નાકરે આશરે સં. ૧૬૦૧માં ભક્તમાલ લખી છે.[૧] પણ નાકરે ભકતમાલ લખી છે; તે ૧૬૦૧માં રચાઈ છે; તેમાં નરસિંહ વીશે લખ્યું છે; અને તેના લખ્યાથી તેનો જન્મ સં. ૧૪૭૦ની આસપાસ ઠરે છે એ ચાર હકીકત જ્યાં સુધી પુરવાર ન થાય ત્યાં સુધી આ કથની કૈં પણ મદદ કરતી નથી. એક કિંવદંતી બીજીને પુરવાર કરી શકતી નથી.

પણ સં. ૧૫૫૦થી સં. ૧૬૩૦ સુધી નાકરનો જીવનકાળ પહોંચ્યો, એમ એક મત છે.[૨] એ મત ખરો હોય તો એક રીતે મદદ કરે છે. એ પોતાને હરિનો દાસ અને વૈષ્ણવ કહાવે છે અને છતાં તેની કૃતિઓમાં નરસિંહનો ઉલ્લેખ સરખો પણ મળતો નથી. આ મૌન અર્થસૂચક છે. જો નરસિંહ મહેતા સં. ૧૫૩૬માં ગુજરી ગયા હોય, તો તેની ખ્યાતિ સં. ૧૬૦૦ સુધીમાં સામાન્ય રીતે આખા

૧. નટવરલાલ દેસાઈ : ત્રિકમદાસનાં કાવ્યો, પા. ૨૫૦; અંબાલાલ જાની: નરસિંહ મહેતાના કાલનો નિર્ણય, 'કૌમુદી' કાર્તિક ૧૯૮૩ પા. ૩૨, છગનલાલ વિદ્યારામ : સાહિત્ય પરિષદ રિપોર્ટ ભાગ ૪, પા. ૪૭૨

૨. અંબાલાલ જાની : કાવ્યદોહન, ભાગ ૮, ઉપોદ્‌ઘાત.

૬

હવે સંવત ૧૬૦૦થી ૧૬૭૫ને

આ સમયમાં પુરાવા માટેની ર

૧ સં. ૧૬૦૦ (?) મીરાંનું મૃત્યુ.

૨ સં. ૧૬૦૧ (?) નાકરની ભક

૩ સં. ૧૬૧૩ (?) મોસાળું લખ

૪ સં. ૧૬૧૬ (?) રત્ના ખત્રીનું

૫ સં. ૧૬૨૧ (?) ચારણ કવિ ઃ

૬ સં. ૧૬૨૪ (?) વસ્તાની ભક

૭ સં. ૧૬૩૦ (?) નાકરનું મૃત્યુ

૮ સં. ૧૬૩૪–૩૬ (?) વિષ્ણુદાસ

૯ સં. ૧૬૫૮ (?) મીરાંનું મૃત્યુ

૧૦ સં. ૧૬૬૦ (?) કલ્યાણરાયજીને

૧૧ સં. ૧૬૯૦–૧૭૦૦ (?) તુકારા

૭

મીરાંનો જીવનકાલ પણ નરસિંહ
છે, એટલે સતના સંશોધનમાં મીરાં
અવિશ્વસનીય છે. એક મત પ્રમાણે ર
૧૬૫૮નો છે; દેવીપ્રસાદ મુનશીના
૧૬૦૦ સુધી વિસ્તરે છે. શ્રીઅર્જુનનો
મીરાંની કૃતિઓનું સંશોધન થયું નથી
કૃતિઓ એમની જ છે એમ કહી શક

Lala Sitaram: Selections f

ચોક્કસ હોય અને આ કાવ્ય એનું હોય તોય ૧૬૨૧માં મામેરાનો આવો ઉલ્લેખ, નરસિંહનો જન્મ સં. ૧૪૭૦માં કે ૧૫૭૦માં તેનો નિર્ણય કરવામાં કોઈપણ રીતે મદદ કરતો નથી.

૧૧

વસ્તો કવિ લગભગ સં. ૧૬૦૦ની આસપાસ થઈ ગયો એમ મનાય છે.[૧] સં. ૧૬૨૪માં એણે શુકદેવ આખ્યાન લખ્યું એમ સં. ૧૭૧૨ આદિની પ્રતોમાંથી મળે છે.[૨] એક પ્રતમાં સં. ૧૬૫૩નો ઉલ્લેખ છે. એણે એક સાધુચરિત લખ્યું છે તેમાં નરસિંહ મહેતા, મીરાં અને નાભાજી ત્રણેનાં ચરિત્ર લખ્યાં છે એમ સ્વ. ઇચ્છારામ સૂર્યરામે સાંભળેલું. નથી એની પ્રત અને બીજા કોઈ કાવ્યમાં એનો નથી ઉલ્લેખ. એ કિંવદંતી ખરી હોય તોપણ નાભાજીની ભક્તમાલ રચાયાને વહેલામાં વહેલો સમય ૧૬૭૬નો આપી શકાય એ આપણે જોયું. તો વસ્તાએ એ વર્ષ પહેલાં તો નાભાજીનું ચરિત્ર નહિં જ લખ્યું હોય. એટલે સાધુચરિત જો એનું હોય તોપણ સં. ૧૬૭૬ પહેલાં એ લખાયાનું અનુમાન ગેરવ્યાજબી છે.

૧૨

સં. ૧૬૧૬માં રતના ખત્રીએ મારવાડી ભાષામાં 'નરસિંહજીકા માંહ્યરા' લખ્યું છે એમ સં. ૧૮૨૫માં 'નરસિંહજીકા બડા માંહ્યરો' રચનાર શિવકરણ મારવાડી કવિનો ઉલ્લેખ છે. આ શીવાય એ ૧૬૧૬ની કૃતિ માટે બીજો આધાર નથી. એવા આધાર વિના આ નષ્ટ કૃતિની મદદ લેવી એ મને યોગ્ય લાગતું નથી.

૧૩

ગોસ્વામી વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથજીના સાતમા પુત્ર ગોવિન્દજીના પુત્ર કલ્યાણરાયજી સં. ૧૬૨૫માં જન્મ્યા હતા. એમણે

---

૧ કાવ્યદોહન ભા. ૪, ઉપોદ્ઘાત.

૨ અંબાલાલ જાની : કૌમુદીવાળો લેખ. કાવ્યદોહન ભાગ ૪, પા. ૨૪૯

વલ્લભાચાર્યની 'પુષ્ટિપ્રવાહમર્યાદા' ઉપર ટીકા લખી છે' તેનું વર્ષ મને મળ્યુ નથી એ ટીકામા 'लौकिकेषु इदानीं प्रसिद्धेषु नरसिंहाख्यादिष्वपि प्रसिद्धिर्नोक्ता हि शब्द।' એમ એમણે નરસિંહનો ઉલ્લેખ કર્યો છે 'ભક્તોના હૃદયમા જેમ જેમ ભગવાન પ્રવેશે છે તેમ તેમ તે ઉત્કૃષ્ટ થતા જાય છે' તે વાક્ય પર ટીકા લખતા લખ્યુ છે કે 'આ સિદ્ધાન્ત લૌકિક આજકાલ પ્રસિદ્ધ નરસિંહ વગેરેઓમા પ્રસિદ્ધ પણ છે' પચીશ વર્ષે આ ટીકા એમણે લખી માનીએ તો ૧૬૫૦મા નરસિંહ મહેતા વૈષ્ણવોમા ખ્યાતિમા આવતા હતા 'इदानीं प्रसिद्धेषु' એ બે વચ્ચેનો સમયાતર મર્યાદિત કરે કે? इदानींનો અર્થ કોષમા 'હમણા, આ ઘડીએ, તરત જ' આપ્યો છે

૧૪

મહારાષ્ટ્રના વારકરી ભક્ત તુકારામ એમના ૩૨૫૦મા અભગમા નરસિંહની હુંડીનો ઉલ્લેખ કરે છે એમના જન્મના વર્ષ ચાર આપવામા આવે છે ઇ સ ૧૫૬૮, ઇ સ ૧૫૭૭, ઇ સ ૧૫૯૮ અને ઇ સ ૧૬૦૮[1] અને એ પર વર્ષે ગુજરી ગયા વહેલામા વહેલો સમય લઈએ તોપણ એમનો જીવનકાલ સ ૧૬૨૪થી ૧૬૭૬નો ગણાય એટલે આશરે સવત ૧૬૫૦મા નરસિંહની કીર્તિ મહારાષ્ટ્રમા પ્રસરી એમ મનાય પણ સશોધકોના અભિપ્રાયો પ્રમાણે વધારે વિશ્વસનીય જન્મતિથિ ઇ સ ૧૫૯૮ કે ૧૬૦૮ છે અને એમ હોય તો ઉલ્લેખનો કાલ સ ૧૭૦૦ની પાસે આવે એકનાથ તુકારામના પહેલા થયા એમની જન્મતિથિ ઇ સ ૧૫૩૩, ઇ સ ૧૫૪૮, અને ઇ સ ૧૫૯૯ મા સુચનામા આવે છે[2] એમણે ઘણા ભક્તોનો ઉલ્લેખ કર્યો છે, પણ નરસિંહનો કર્યો હોય એમ મારી

(1) Belvelkar and Ranade History of Indian Philosophy Vol VII. p 261

(2) op cit p 214

જાણમાં નથી. જો આ વાત ખરી હોય તો માનવાને કારણ મળે છે કે સં. ૧૬૫૦ માં નરસિંહની કીર્તિથી મહારાષ્ટ્રના સંતો અજ્ઞાત હતા અને ત્યારપછી પચાશેક વર્ષમાં તે ફેલાઈ. આમ કીર્તિનો પ્રસાર ઉત્તર અને દખણમાં એકજ વખતે, એટલે સં. ૧૬૫૦ ને ૧૭૦૦ વચ્ચે થયો.

૧૫

આ વિવેચનનો સારાંશ આ પ્રમાણે ટુંકમાં આપી શકાય:

(અ) નાકરવાળી સામગ્રી તો હજુ હવામાં છે. વસ્તાનું સાધુ-ચરિત સં. ૧૬૭૦–૧૬૮૦નું હોય તોપણ તે નિર્ણયને માટે ઉપયોગી નથી; કારણ કે તપાસની અંતિમ મર્યાદા–સં. ૧૬૭૫–ની આસપાસ થયું છે. મીરાં અને ઇશ્વરદાસનાં સમય અને કૃતિ અનિશ્ચિત છે અને તેના પર ધોરણ બાંધવું અઘરું છે. વિષ્ણુદાસનું મોમાળું સં. ૧૬૩૪માં લખાયું હોય એ હકીકત ખરી ઠરી નથી.

(આ) કલ્યાણરાયજીનો ઉલ્લેખ પ્રથમ સીમાચિહ્ન ગણી શકાય.

(ઇ) જો નાકરના મૌનનું કારણ એ હોય કે એની છેક વૃદ્ધાવસ્થામાં નરસિંહની કીર્તિ પ્રસરવા લાગી તો સં. ૧૬૨૦ અને સં. ૧૬૩૦ વચ્ચે નરસિંહના જીવનનો કોઈ એક, મામેરા જેવો, પ્રસંગ મુકી શકાય અને નરસિંહનો જન્મ મોડામાં મોડો સંવત ૧૫૮૦માં ગણી શકાય.

(ઈ) એક વાત તો ચોક્કસ થઈ જાય છે કે મીરાં, ઇશ્વરદાસ અને વસ્તો ત્રણેનો વહેલામાં વહેલો સમય લઈએ અને તેમની નરસિંહ વીશેની કૃતિ નિશ્ચિત ગણીએ તોય માંડ્યાનો પ્રસંગ સં. ૧૫૯૦થી આગળ મુકવાની જરૂર ઉભી થતી નથી.

(ઉ) અને પરિણામે, નરસિંહનો જન્મકાલ આશરે સંવત ૧૫૫૦ ગણી શકાય. આમાંના કોઈ પુરાવાથી નરસિંહનો જીવનકાલ સં. ૧૪૭૦થી ૧૫૩૬ સુધીનો હોવો જ જોઈએ એવો નિર્ણય થતો નથી.

તેનો ઠાકોર વિજલ વાજો હતો અને ચૂસ્ત વૈષ્ણવ હતા અને જુનાગઢના ગ'નો પિતા મહિપાન દામોગ્ગ્રનો ભક્ત હતો, અને પોતાને ખર્ચે યાત્રાળુઓને દ્વારકા અને સોમનાથ મોકલતો હતો[1] ભક્તિરસભીનો ભીમ આવા પાગણમા હરિલીનામા વિપ્રની સ્તુતિ ગાય છે, અને પછી રાધાકૃષ્ણની ભક્તિના ગ્રથો લખે છે, અને છતા નથી નરસિહનુ નામ નથી નરસિહ પર કૃષ્ણે કરેલી કૃપાનો ઉલ્લેખ, નથી હારમાળાનો પ્રસગ ! મરણ પછી નરસિહની કીર્તિ જુનાગઢથી ચાલી ચાલી પ્રભાસ સુધી ચ ળીસ વર્ષે પણ ન પહોચી તે એ કૃષ્ણના ભક્તો પ્રશસામુગ્ર ન કર્યો ભીમનું માન એ નરસિહના વૃદ્ધમાન્ય સ ૧૪૭૦–૧૫૩૬ સુધીના જીવનકાળને અસ્વીકાર્ય પુરવાર કરે છે

૧૮

સ ૧૪૭૦થી ૧૫૫૦ ભાલણનો જીવનકાળ વિસ્તરે છે એમ ગ રામનાન મોદી અનુમાન કરે છે[2] ભાલણની કૃતિઓમા નરસિહનો ઉલ્લેખ નથી તેની શૈલી કે કા યપર નરસિહની શૈલી કે વૃદાવનીય ભક્તિનો જરા ય રગ નથી ભાલણ પાગણનો મોટો પુરાણી હતો એણે ગુજરાતીમા આખ્યાન રચવાની પદ્ધતિ પહેલી જ કાઢી અને તેને લીધે એને શોધવુ પડયુ હતુ

જો નરસિહ પુરોગામી હોય તો એનો ઉલ્લેખ કે એની નિર્વિ વાદ અસર ભાલણ પર ખીનકુલ કેમ જણાતી નથી તે સમજાતુ નથી. ભાલણના અને નરસિહના કેટલાક પદો વચ્ચે મળ્યાપણું હોવાથી કેટલાક માને છે કે એ પદો ભાલણે નરસિહમાથી લીધા જે પક્તિઓ બનેમા સામાન્ય છે તેમા નરસિહની કૈં વિશિષ્ટ છાપ નથી એ ને બનેએ પ્રચલિત ગીતોમાથી તે લીધી હોય એમ સભવે છે તે જ

---

૧ Bombay Gazeteer, Kathiawar Vol VIII p 493 499

૨ રામલાલ મોદી ભાલણ.

૧૬

હવે સંવત ૧૫૪૦થી ૧૬૦૦ સુધીનો સમય લઈએ. આ સમયનું નિરીક્ષણ ઘણું ઉપયોગી છે.

આ સમયને માટે ઉપયોગી હકીકત નીચે પ્રમાણે મળે છેઃ—

(૧) સં. ૧૫૨૯ પ્રભાસના કેશવ હરેરામનો ભાગવત-દશમસ્કંધ.

(૨) સં. ૧૫૪૦ ભીમના કવનકાલની શરુઆત.

(૩) સં. ૧૫૪૫ ભીમનું પ્રબોધપ્રકાશ.

(૪) સં. ૧૫૫૦ (?) ભાલણનું મૃત્યુ.

(૫) સં. ૧૫૫૪ શ્રીધરનો કવનકાલ શરુ થયો.

(૬) સં. ૧૫૬૭ ગોવિંદદાસના કડચાનો ઉલ્લેખ.

(૭) સં. ૧૫૭૭ (?) ભીમનું મૃત્યુ.

૧૭

સંવત ૧૫૪૦માં ભીમનો કવનકાલ શરૂ થયો અને ૧૫૭૭માં પૂરો થયો.[૧] નરસિંહ વ્યાસનો પુત્ર ભીમ પ્રભાસપાટણનો વતની હતો. સંવત ૧૫૪૬માં એણે પ્રબોધપ્રકાશ લખ્યું અને બોપદેવના હરિલીલામૃતનો અનુવાદ હરિલીલાષોડશકલાને નામે કર્યો. એ વૈષ્ણવકુલમાં જન્મ્યો; પોતે અડગ વૈષ્ણવ હતો અને બોપદેવના ભક્તિપ્રધાન કાવ્યનો અનુવાદ કરવામાં જીવન કૃતાર્થ માન્યું.

કીયા જનમ તણું શુભ કામ,
જિમિ પામ્યૂં વૈષ્ણવ નામ;
વૈષ્ણવ નામ નર જિવહિ તે મહિમા રિષિ નારદ કહી.[૨]

એનાં બાલપણમાં જુનાગઢમાં રા'માંડલિક રાજ્ય કરતો હતો. (સં. ૧૪૮૭-૧૫૨૮); તેને જ તાબે સોમનાથ પાટણ હતું, અને

૧ અંબાલાલ જાની : ભીમની હરિલીલાષોડશકલા, ઉપોદ્ઘાત
૨ પ્રબોધપ્રકાશ.

તેનો ઠાકોર વિજય વાજો હતો અને ચૂસ્ત વૈષ્ણવ હતા, અને જુનાગઢના ગ તો પિતા મ હિ઼ાન દામો ગયનો ભક્ત હતો, અને પોતાને ખર્ચે યા ાત્રુઓને દાર ા અને સોમનાથ મોકલતો હતો.[1] ભક્તિરસભીનો ભીમ આવા પાગણમા હરિનીનામા વિઘ્નની સ્તુતિ ગાય છે, અને પછી રાધાકૃષ્ણની ભક્તિના ગ્રથો લખે છે, અને છતા નથી નરસિહનુ નામ નથી નરસિહ પર કૃષ્ણે કરેલી કૃપાનો ઉ લ્લેખ, નથી દામોદરનો પ્રસગ ! મણુ પછી નરસિહની કીર્તિ જુનાગઢથી ચાની ચાની પ્રભામ સુધી ચાળીસ વર્ષે પણ ન પહોચી ને એ કૃષ્ણના ભક્તને પ્રશમામુગ્ર ન કરો ભીમનું મૌન એ નરસિહના વૃદ્ધમાન્ય સ ૧૪૭૦–૧૫૩૬ સુધીના જીવનકાળને અસ્વીકાર્ય પુરસાર કરે છે

૧૮

સ ૧૪૭૦થી ૧૫૫૦ ભાલણનો જીવનમાન વિસ્તરે છે એમ ગ ગમનાન મોદી અનુમાન કરે છે[2] ભાલણની કૃતિઓમા નરસિહનો ઉલ્લેખ નથી તેની શૈલી કે કાવ્યપર નરસિહની શૈલી કે વૃદાવનીર ભક્તિનો જરા ય રગ નથી ભાલણ પાટણનો મોગ પુરાણી હતો એણે ગુજરાતીમા આખ્યાન રચવાની પદ્ધતિ પહેલી જ કાઢી અને તેને લીધે એને ગોપવુ પડયુ હતુ

જો નરસિહ પુરોગામી હોય તો એનો ઉલ્લેખ કે એની નિર્વિવાદ અસર ભાલણ પર બીનકુન કેમ જણાતી નથી તે સમજાતુ નથી ભાલણના અને નરસિહના કેટલાક પદો વચ્ચે સરખાપણું હોવાથી કેટલાક માને છે કે એ પદો ભાલણે નરસિહમાથી લીધા જે પક્તિઓ બંનેમા સામાન્ય છે તેમા નરસિહની કં વિશિષ્ટ છાપ નથી એટલે બંનેએ પ્રચલન ગીતોમાથી તે લીધી હોય એમ સભવે છે તેજ

---

1 Bombay Gazeteer, Kathiawar Vol VIII p 493 499

2 રામલાલ મોદી ભાષણ.

પ્રમાણે આખ્યાનના સ્વરૂપ પર પણ એકળીજાની અસર નથી. ભાલણ પાટણનો રામપૂજક પુરાણી હોય તો એનું મૌન ભીમના મૌન જેટલું અર્થસૂચક નથી એ ખરું; પણ એના પર કે પણ અસર દેખાતી નથી એ પરથી એટલું અનુમાન નીકળે કે ભાલણના કવનકાલે નરસિંહની અસર સાહિત્ય પર નહોતી.

સંવત ૧૫૫૪મા જુનાગઢના રહેવાસી મોઢ અડાલજા બ્રાહ્મણ શ્રીધરે પ્રભાસમાં રહી કવિતા રચી. એણે ગૌરીચરિત્ર રચ્યુ અને સં. ૧૫૬૪મા રાવણમંદોદરી સંવાદ લખ્યો.[1] એનાં કાવ્યોમાં નરસિંહનો ઉલ્લેખ કે અસર દેખાતાં નથી.

## ૧૯

પણ બધાથી નિર્ણયાત્મક પુરાવો ગોવિંદદાસ પૂરો પાડે છે. સં. ૧૫૬૬માં ચૈતન્ય, ગોવિંદદાસ અને અન્ય શિષ્યો લઈ પર્યટણે નીકળ્યા તેની રોજનીશી ગોવિંદદાસે રાખી છે. સં. ૧૫૬૭માં (ઇ. સ. ૧૫૧૧ ના ઑગસ્ટ માસમાં) ચૈતન્ય અને ગોવિંદદાસ જુનાગઢ આવ્યા, રણછોડજીના મંદિરમાં ગયા, અને મીરાજી બ્રાહ્મણને ત્યાં ઉતર્યા હતા. ચૈતન્ય ગામેગામ વિષ્ણુનાં મંદિર અને પરમ વૈષ્ણવોનો સંસર્ગ શોધતા ફર્યા.[2] પુના, અમદાવાદ, વડોદરા અને ઘોઘાની નોંધ બતાવે છે કે જ્યાં પણ ભાગવતપ્રેમી કોઈ મળતું તો તેની નોંધ ગોવિંદદાસ લેતા.

બધા પુરાવા કરતાં ગોવિંદદાસનો પુરાવો મને ઘણો અગત્યનો લાગે છે. એ સત્યપ્રિય નોંધ કરનારો હતો, એટલે એની નોંધ વિશ્વસનીય ગણાય. એ વિષ્ણુભક્તોની નોંધ લેતો હતો તેથી ભક્તશિરોમણિ કે તેની માહિતી એના વક્તવ્યની મર્યાદામાં સમાઈ જાય. એ જુનાગઢમાં ગયા ને ત્યાં રણછોડજીનાં મંદિરે દર્શન કરવા ગયા, એટલે જાણવાની અને સાંભળવાની સીધી અને પાકી તકની ન્યૂનતા

---

૧ ફા. ગુ. સભા ગ્રંથમાલા, પા. ૧૧૨.
૨ મુનશી : થોડાંક રસદર્શનો. પા. ૧૭૨.

નહોતી. અને છતાં નરસિંહ મહેતા, તેમની કીર્તિ, તેમની ભક્તિ કે સ્થાનિક ભક્તિ સંપ્રદાયનો કંઈ પણ સીધો કે આડો ઉલ્લેખ નથી. જો નરસિંહ સં. ૧૫૪૬ના અરસામાં ગુજરી ગયા હોય, જો હારમાલાનો પ્રસંગ ખરો હોય, જો નરસિંહની કારકિર્દી તે સમયે આજે ગણાય છે એવી કે એથી ઓછી પણ જુનાગઢમાં જાણીતી હોય તો ઉલ્લેખનો આ અભાવ શક્ય નથી. બીજા જવા પુરાવા સાથે આનો વિચાર કરતાં સ્પષ્ટ લાગે છે કે સં. ૧૫૬૭માં જુનાગઢના વૈષ્ણવમંડળના કીર્તિપટ પર નરસિંહનું નામ કે નિશાન લખાયું નહોતું.

## ૨૦

જો નરસિંહનો કાલ સંવત ૧૪૭૦થી ૧૫૩૬નો હોય તો એમને માટેની દંતકથાઓ અને એમની કૃતિઓ જોતા એમના મૃત્યુ પહેલાં કે તરતજ પછી એમની અદ્ભુત ભક્તિ અને ચારિત્ર્ય, એમની ચમત્કારી કવિતા, ઈશ્વરે એમને આપેલી સહાય, હારમાલાનો પ્રસંગ અને રા' માંડલિક જોડેનો સંબંધ, એમનુ રાસદર્શન અને ગોપનાથની તપશ્ચર્યા–આ બધાથી આખું ગુજરાત ગાજ્યું હોવું જોઈએ; એમનાં પરભાતિયાં, એમનાં આખ્યાન, એમનાં રાસનાં પદોએ ગુજરાતી સાહિત્યમાં અવનવા તરંગો ઉછાળ્યા હોવા જોઈએ, ને નવાં ધોરણો સરજ્યાં હોવાં જોઈએ; એમનાં આખ્યાનના સ્વરૂપે જુનાગઢ, પાટણ ને પ્રભાસના કવિઓને નવી કાવ્યપદ્ધતિનો આદર્શ આપ્યો હોવો જોઈએ; નાગરી ન્યાતમાં, અને વૈષ્ણવોમાં એ સારે કે ભુડે નામે અદ્વિતીય ચર્ચાને પાત્ર થયા હોવા જ જોઈએ. અને છતાં ઈકોતેર વર્ષના લાંબા અરસામાં, ૧૫૨૯થી આશરે ૧૬૦૦ સુધી, ભક્તિમાં તલ્લીન પ્રભાસનો વૈષ્ણવ કવિ ભીમ, પાટણમાં ભાગવતનો અનુવાદ કરનારો પુરાણીશ્રેષ્ઠ ભાલણ અને તેનો પુત્ર ઉદ્ધવ, ખુદ જુનાગઢનો રહેવાસી શ્રીધર અને વૈષ્ણવોની શોધમાં નીકળેલા જુનાગઢના રણછોડજીનાં દર્શને આવેલા ગોવિંદદાસ: આ બધાએ નરસિંહ વિશે મૌન ધરવાનું કાવત્રું રચ્યું એટલું જ નહિ પણ તેની કોઈપણ જાતની અસરથી

અસ્પૃષ્ય રહ્યા ! આનો એક જ જવાબ હોઈ શકે. સં. ૧૫૪૦થી ૧૫૬૭ સુધીમાં નરસિંહનાં જીવન અને કવનથી ગુજરાત અણજાણ હતું. અને નરસિંહની કીર્તિ સં. ૧૫૬૭ પછી જ હસ્તીમાં આવી.

## ૨૧

ઉપરની સામગ્રી પરથી નરસિંહનો રૂઢમાન્ય જીવનકાલ (સં. ૧૪૭૦–૧૫૪૦) બરોબર નથી એ સ્પષ્ટ થાય છે. પણ તેને પુષ્ટિ આપવા કેટલાક પુરાવા રજુ કરવામાં આવ્યા છે, અને તેની તપાસ જરૂરની છે. એમ કહેવાય છે કે–(૧) નરસિંહ મહેતા જુનાગઢના છેલ્લા રા' માંડલિકના (સં. ૧૪૮૭–૧૫૨૮) સમકાલીન હતા; (૨) રા' માંડલિક નરસિંહ ભક્તિ પ્રસારતા હતા તેની વિરુદ્ધ હતા; (૩) રા' માંડલિકે સ. ૧૫ ૨માં નરસિંહની પરીક્ષા લેવા હારનો પ્રસંગ ઉભો કર્યો; (૪) નરસિંહે રા' માંડલિકને શાપ દીધો હતો કે એનું રાજ્ય જશે, અને તેથી રા' માંડલિકે રાજ્ય ખોયું; (૫) અને હાલની 'હારમાલા'નાં પદો નરસિંહનાં છે. આ હકીકતોમાં વાસ્તવિકતા કેટલી છે તે જોઈએ. આમાં પહેલી ચાર હકીકતોનો પહેલો આધાર સં. ૧૮૮૧માં ફારસીમાં દીવાન રણછોડજી અમરજીએ રચેલી 'તવારીખે સોરઠ' છે. જેમ્સ બર્જેસે તેનો અંગ્રેજીમાં અનુવાદ કર્યો છે. દીવાન રણછોડજીએ આ હકીકતો ૩૦૦ વર્ષની ભેગી થયેલી દંતકથા પરથી જ ભેગી કરી છે એટલે કિંવદંતીથી વિશેષ એની કીંમત નથી. આ કહાણી એણે નાગરો પાસેથી લીધી હોય, સોરઠી ચારણો પાસેથી સાંભળી હોય કે પ્રચલિત પદોમાંથી મેળવી હોય, પણ એ નિર્ણયાત્મક તો નજ ગણાય. બર્જેસ પાસેથી આ હકીકત બધા પાછળના ઇતિહાસકારોએ લીધી છે એટલે પછીના ઇતિહાસકારોનાં નામ ઉમેરવાથી એ કહાણીની કીંમત વધી શકતી નથી.

એ હકીકતો માટે બીજો આધાર હારમાલાનો છે. પણ તેની અવિશ્વસનીયતા વિષે તો આગળ (પાનું ૪૩) સવિસ્તર લખ્યું છે. સત્ય

હકીકત એટલી જ નીકળે છે કે સં. ૧૭૦૦ની આસપાસ માકલિકનો પ્રસંગ નરસિંહની જીવનકથામાં વણાયો હતો, અને ક્રટલાક પદો નરસિંહનાં તે વખતના ગાયેલા છે એમ મનાતું હતું

## ૨૨

પણ ભાઈ જગજીવન બ્રંવેકા ચારણી સાહિત્યની મદદથી આ કોયડો ઝટ ઉકેલી આપવાનો પ્રયત્ન કરે છે[૨] એમણે એક ચારણ મીસ કવિના કાવ્ય પ્રગટ કર્યાં છે અને તેમાં સંવત ને તિથિના ભારે ભારથી મહેતાનો એકેએક પ્રસંગ ચોખ્ખો કરી નાખ્યો છે અને શ્રદ્ધાળુઓ એ સામગ્રીનો સ્વીકાર કરી લે એમાં શી નવાઈ? પહેલાં તો ચારણી સાહિત્યની મદદથી પાંચસો વર્ષ પર થઈ ગએના પુરુષનો જીવનકાલ શોધવાનો પ્રયત્ન કરવો એ મને બાલિશતા લાગે છે ચારણો પેઢીધર વાતો કહેતા વંશાવલિઓ, પ્રસંગો ને સમયો ઉમેરે છે એ તો જગજાહેર વાત છે. પુરાણો જેવા ધર્મગ્રંથોની વંશાવલિઓ સમકાલીન લેખોથી ખોટી કરી છે વસ્તુ મન્યા પછી પાંચ પચીસ વર્ષે લખનાર મધ્યકાલીન સાહિત્યકોની વાતો આજે શિલાલેખોથી ખોટી કરી છે, અને ઘણાંય શિલાલેખના વૃત્તાંતો તામ્રપત્રોથી ખોટા કર્યાં છે ત્યાં ચારણી સાહિત્યની મદદથી કાલનિર્ણય કરવાનો તે હોય?

(૧) આ મીસા કવિએ ગરબા ને પદ રચ્યા છે તે સૌરાષ્ટ્રમાં ભક્તો ગાય છે એ શ્રી બધે ગએ મોઢેથી જ ભેગા કર્યા હશે એ તો સ્પષ્ટ લાગે છે ચારસો વર્ષમાં ચાર હજાર મુખેથી વાગતી સંગ્રહાએલી તિથિ એ તો કિંવદંતીની પરંપરા કહી શકાય અને ઐતિહાસિક પુરાવા માટે તદ્દન અસ્વીકાર્ય જ લેખાય

---

૨ બ્રંવેકા . નરસિંહ મહેતા અને મીસા કવિ, 'ગુજરાતી' ૧૯૮૭ દીવાળીઅંક.

'(૨) કવિ મીરો ભક્ત ચારણ હતો તે તળાજા પાસે રહેતો, અને સંવત ૧૫૯૭મા ગુજરી ગયો એમ મનાય છે કોણ માને છે? શા કારણથી? શે આધારે?

(૩) આ ગરબી ને પદો બધા ઓગણીસમી સદીની ગુજરાતી ભાષામા છે શી ખાતરી કે એ સોળમી સદીમા રચાયા?

(૪) મીરાં કવિ જબરો ઇતિહાસનો નોંધનાર છે! રાસદર્શનનુ, કુંવરબાઈના લગ્નનુ, શામળશાહના વિવાહનુ, હુંડીના લખ્યાનુ ને સ્વીકારનુ, મામેરાનુ, હારપ્રસંગનુ, અને બાકી રહ્યું હોય તેમ પોતે નરસિંહને મળ્યા તેનુ વર્ષ ને તિથિ થોડાંક જ પદમા આપી દે છે જાણે આ કોયડાનો ઉકેલ કરવાની જરૂર પડશે એવી અગમચેતી ન થઈ હોય! આટલા નાનકડા થોડા પદોમા આટલી વર્ષપરંપરા જ એ કૃતિઓને અવિશ્વસનીય ઠરાવે છે, એટલુ નહી પણ કોઈએ કોઈ હેતુસર આટલા વર્ષો ઉમેર્યાં હોય કે પદો રચ્યા હોય એવો સંશય પેદા કરે છે

(૫) આ પદોમા નરસિંહ મહેતા જુનાગઢમા રહેતા એટલુ જ નહીં, પણ માગરોળમા પણ અવારનવાર જતા લાખોજીવાળા ગોમલજી ગોહિલ નરસંહના ભક્ત હતા મંડપમેળામા નરસિંહની પૂજા થતી ત્રાપજના રાજા ભારાજી ઠાકોર એમનો ઉપદેશ લેતા ભક્તરાજ બોજા ગરાસદારે એમની પાસે દીક્ષા લીધી, અને મહેતાજીને પૂજા દેવ તરીકે આમ ત્રણ દીધું ધોરાનાના સારંગજી અને કુવા કકવટીના વનીરજી ઝાલા એમની પૂજા કરતા કચ્છના ખેંગારજીએ નરસિંહનો આશીર્વાદ લઈ કચ્છની ગાદી પાછી મેળવી અને બધો પ્રતાપ અને તેજ તે પણ પ્રભાસના કેશવહરિરામ અને ભીમ, જુનાગઢના શ્રીધર, ને પાટણના ભાલણથી અણજાણ, નરસિંહની કીર્તિના ગાયક વિશ્વનાથ જાનીથી છુપાએલા, અને કલાના મર્જન માટે નરસિંહના જીવનપ્રસંગો સંશોધતા પ્રેમાનંદની નજરથી બહાર કયા નરસિંહના કાવ્યોનો 'એવો

રે ભાઈ એવો' દીન વૈષ્ણવજન ! ક્યાં શામળશાહના વિવાદનો સરળહૃદયી, ગાંડોઘેલો નિર્ધન ભક્ત ? ક્યાં વિશ્વનાથ ને પ્રેમાનંદનો ભાવભીનો મહેતાજી ? અને ક્યાં ગરાસીયાઓને શિષ્ય કરતો, ચારે તરફ આશીર્વાદની લ્હાણ કરતો, મંડપમેળામાં અર્ધ્ય લેતો, રાજવીઓને યુદ્ધપ્રોત્સાહન આપતો કાઠીયાવાડનો વૈષ્ણવી પોપ ? એટમે જ્યારે[1] ગધેડાનું માથું પહેર્યું ત્યારે એક જણે તેને કહ્યું હતું તેમ, મીરાંનાં નરસિંહનું દર્શન કરતાં પણ કહેવાનું મન થાય છે : 'નરસૈયા ! તારો તરજુમો ખરેખર થયો છે.'

## ૨૩

વળી એક નવા પુરાવોરે આણવાનો પ્રયત્ન થયો છે, અને તે પર્વત મહેતાના આખ્યાનનો. એમાં પણ નરસિંહમાંડલિકની સમકાલીનતાનો છૂટે હાથે ઉપયોગ કરવામાં આવ્યો છે. પ્રકાશકે સ્વીકાર્યું છે કે પરવત મહેતાનું આખ્યાન તો ભકતો પાસે સાંભળીને લખ્યુ એટલે એ કિંવદંતી તો કિંમત વિનાની છે.

બીજે આધાર ત્રિકમદાસ કવિ જે સં. ૧૭૯૦થી ૧૮૫૫ સુધીમાં જીવી ગયા તેની 'પર્વતપચ્ચીસી' છે. એમાંનો ઉપયોગી ઉલ્લેખ આમ છે :

> જીરણગઢ, મંગળપુરવાસ, નરસૈનાગર પરબતદાસ
> એકના કારજ આપ્યા કરી, એકને ઘેર પધાર્યા હરિ !

પછી,

> નરસૈં માટ' નાગર ઉપર હરિને હેત ઘણેરુ રે;
> પરબતને અંકોર પ્રેમનો, આદિ થકી પણ અંતર માંહે.
> મહેતાજી શું મળ્યુ ઘણેરું, હરે હતો તે સંગમસાથ.

---

1 Shakespeare: Midsummers Night's Dream.

2 નટવરલાલ : ત્રિકમદાસના કાવ્યો.

વળી,

ધન્ય ધન્ય સંવત પંદર એક ધન્ય ધન્ય માગશર માસ વિશેક;
ધન્ય ધન્ય ઉજ્જ્વળ પક્ષ સાર, ધન્ય ધન્ય જે જનમ્યા બુધવારે.
ચાર ઘડી દિન ચઢતે ભાણ, સમે પધાર્યા શ્રી સારંગપાણ.

કવિ પોતાને ' પરબતનો પરિવાર ' કહાવે છે, પણ તે નરસિંહના કાકા હતા એવો ઉલ્લેખ દેખાતો નથી.

વિશ્વનાથ જાનીએ ( સં. ૧૭૧૪ ) નરસિંહચરિત્રમાં લખ્યું છે કે જુનાગઢના પરવત મહેતાએ નરસિંહ મહેતાને ભુવને કીર્તન કરવા તેડ્યા હતા, તેણું પણ પરવત ને નરસિંહ સગા હતા એવો ઉલ્લેખ નથી. અને પ્રકાશકે જુનાગઢનુ માંગરોળ કરી બધું બેસતું કરી દીધું!

એટલે હકીકત આમ નીકળે છે : સં. ૧૭૧૪માં વિશ્વનાથ જાની, મહેતાની એક દંતકથામાં, જુનાગઢનો પરવત આણે છે. એ દંતકથા ધીમે ધીમે વધી; અને વધેલી દંતકથાને આધારે આશરે સં. ૧૮૨૫માં ત્રિકમદાસે પોતાના માંગરોલના પૂર્વજ પર્વતદાસને જાનીવાળા પર્વતદાસ માની, પર્વતપચ્ચીસી લખી; અને કૃષ્ણ મળ્યા તેનો સંવત પણ નરસિંહના મનાતા કાલની આસપાસ મુકયો. ત્રિકમદાસનાં કાવ્યોમાં આપેલી બધી હકીકતોને ઐતિહાસિક સમર્થન મળ્યું નથી, અને કાવ્યનું વસ્તુ જોતાં ન જ મળે.[1]

પણ આટલાથી સંતોષ ન પામતાં ત્રિકમદાસનાં કાવ્યોના સહ-પ્રકાશક નવનસુખરામે વળી એક વધારે હકીકત આપી છે. પોતે ત્રિકમદાસના, એટલે માંગરોલના પર્વત મહેતાના વંશ જ છે. અને એ જ જુનાગઢના પરવતદાસ નરસિંહના કાકા એમ પુરવાર કરનારી એક વંશાવલિ એમણે પ્રગટ કરી છે. એમાં એમણે બતાવ્યું છે કે :

---

૧ હીરાલાલ પારેખ, ત્રિકમદાસના કાવ્યો અને ચરિત્ર. બુધ્ધિપ્રકાશ ૧૯૩૧ ફેબ્રુઆરી, નટવરલાલ દેસાઈ–તેનો જવાબ બુ. પ્ર. ૧૯૩૧. માર્ચ–એપ્રિલ.

પુરુષોત્તમદાસ પંડયા

- કૃષ્ણદાસ (જન્મ આશરે સંવત ૧૪૨૮)
  - જીવણરામ ઉર્ફે મંગળજી
  - નરભેરામ
  - નરસિંહ મહેતો (જન્મ ૧૪૬૯) = માણેક મહેતી
    - શામળશાહ (પરણ્યા વડનગરના દીવાન મદન મહેતા અને બચીબાઈની પુત્રી કમળાબાઈ ઉર્ફે સુરસેના
    - કુંવરબાઈ (પરણી ઉનાના શ્રીરંગ મહેતા અથવા ઓઝાના પુત્ર વચ્છરાજ
      - તેનો વંશજ હાલ અંગ્રેજી નિશાળમાં નોકરી કરે છે.
- (૧) પર્વતદાસ (જન્મ આશરે સં. ૧૪૩૩)
  - (૧૧) ત્રિકમદાસ (સં. ૧૭૯૦–૧૮૫૫)
    - (૧૭) નયનસુખરાય હયાત

શો વિગતનો વૈભવ ! જો થોડીક નાની નાની મુશ્કેલીઓ ન હોત તો કોયડાનો નિકાલ આવી જ ગયો.[1]

પહેલાં તો પુરાવા વિનાની વંશાવલિ રચવી એ મનુષ્યસ્વભાવની એક લહેર છે. મોટા માણસ જોડે વંશાવલિથી સંબંધ બાંધવાનો કોને મોહ નથી ? પુરાણકાર મહાત્માઓએ કેટકેટલા રાજાઓને ગમે તેમ

૧. આ લખ્યા પછી મુંબઈમાં એક હિંદી કથાકાર પાસે સાંભળ્યું કે નરસિંહ એના પૂર્વજ થાય; તે અસલ મારવાડના હતા; અને બાપે પચાસ લાખ વારસામાં મૂક્યા હતા તે દાનમાં આપી દીધા. નરસિંહના વંશજોના સગોત્રસપિંડો હિંદુસ્તાનમાં કેટલા છે તેની તપાસ જરૂરની નથી જણાતી ?

બાપ–દીકરો બનાવી સૂર્ય ને ચંદ્રમાંથી અવતરાવ્યા છે ! અનેક મુકદ્દમામાં મેં જોયું છે કે પાંચ પેઢીનું વંશવૃક્ષ સાબિત કરતાં નવનેજાં પાણી થાય છે, અને લાંબાં વૃક્ષ બનાવી કાઢવાનો ઘણાં માણસમાં સ્વાભાવિક શોખ હોય છે. એટલે આટલી મોટી વંશાવલિનો ઐતિહાસિક અર્થ સાવચેતીથી કાઢવો જોઈએ.

આ વંશવૃક્ષ શ્રી. અમૃતલાલ જટાશંકર બુચના 'વડનગરી નાગર વૈષ્ણવનું વંશવૃક્ષ' (૧૯૦૩)માંથી ઉતાર્યું છે. આ વંશાવલિ કૌટુંબિક વંશાવલિઓ પરથી ઉપજાવી દેખાય છે. એ કર્તા માને છે કે કાઠીઆવાડના વૈષ્ણવ અવટંકી નાગરો પરવત મહેતાના વંશજો છે, અને નરસિંહના કુલના છે. આ માન્યતા ૧૯૦૩માં પ્રચલિત હતી એ વાત ખરી; એ સત્ય છે કે કેમ એ વાત જુદી. પણ માન્યતા પોતાની મેળે તો સત્ય મનાય જ કેમ ?.

હવે આ વંશાવલિ વિષે અનેક પ્રશ્નો ઉભા થાય છે. (૧) વૈષ્ણવોની વંશાવલિઓ કોણે લખી ? કોણે સાચવી ? ક્યારે છેલ્લી લખાઈ ? છેલ્લા લખનારે કોની પાસે સાંભળી ? તે પુરવાર ન થાય ત્યાં સુધી આ વૃક્ષ મદદ રૂપ ન થઈ શકે. વર્ષો તો પર્વતપચ્ચીસી પરથી ગોઠવી કાઢયાં એમ પ્રકાશક કબુલ કરે છે. (૨) જાનીના જુનાગઢના પર્વતદાસ અને ત્રિકમદાસના માંગરોળના પર્વતદાસ એક કેમ ? (૩) નરસિંહ મહેતાના દાદા પુરુષોત્તમદાસ અને તે અને પર્વતના પિતા પુરુષોત્તમદાસ એક એનો પુરાવો શો ? (૪) નરસિંહ મહેતાના દાદાનું નામ પુરુષોત્તમદાસ, એના ભાઈઓનાં નામ, એની પુત્રવધૂનું ઉર્ફે સાથે, કુંવરબાઈના પતિનું નામ ઉર્ફે સાથે: આ બધાં જે જુના કોઈ કવિએ ન લખ્યાં તેનો સ્વતંત્ર પુરાવો શો ? એ બધાં કોને સાંપડયાં ? ને ક્યારે ? (૫) વળી વંશવૃક્ષમાં કેટલાક અંતર્ગત દોષો છે. લાંબી વંશાવલિમાં દરેક પેઢી માટે સામાન્ય રીતે ૨૫ અને વધુમાં વધુ ૩૦ વર્ષથી વધારે શક્ય નથી. ૧૭૯૦માં ત્રિકમદાસ (૧૨)ના જન્મથી, નયનસુખરાયનો જન્મ ૧૯૬૦ લેખીએ તો ૭ પેઢી માટે ૧૭૦ વર્ષ થાય, એટલે પેઢી.

દીઠ ૨૮ વર્ષ થયાં. પણ સં. ૧૪૩૩ એટલે પર્વતદાસના (૧) જન્મથી ૧૭૯૦માં ત્રિકમદાસના (૧૧) જન્મ સુધી દસ પેઢી માટે ૩૬૭ વર્ષ એટલે પેઢી દીઠ ૩૬.૭ અસ્વાભાવિક છે. વધુમાં વધુ ૩૦ વર્ષ ગણીએ તો કૃષ્ણદાસનો જન્મ લગભગ સં. ૧૫૦૦માં આવવા જાય. અને વંશવૃક્ષે આપેલા અંતર પ્રમાણે નરસિંહનો જન્મ સં. ૧૫૪૦માં આવે.

પણ આ તો એક કસોટી. આ વંશવૃક્ષ ભલે કૌટુંબિક ગર્વપર બાધા કર્યા કરે; ઐતિહાસિક સંશોધન માટે એ તદ્દન નિરુપયોગી છે.

૨૬

પ્રતોમાં આપેલી હારપ્રસંગની તિથિઓ વિશેનું ગણિત મેં જ્યોતિર્વિદ જગજીવન નરભેરામ બધેકા પાસે કરાવ્યું હતું.[૧] Indian Ephemeriesમાં એ ગણિત જુદી રીતે કર્યું છે.

| જુની પ્રતના વાર | બધેકા | એફીમેરીઝ. |
|---|---|---|
| સં. ૧૫૧૨ માગશર સુદ ૭ સોમવાર | શનિવાર | રવિવાર |
| સં. ૧૫૧૨ ચૈત્ર સુદ ૭ સોમવાર | શુક્રવાર | શનિવાર |
| સં. ૧૫૧૨ વૈશાખ સુદ ૭ સોમવાર | બુધવાર | સોમવાર |

મેં ગઈ વખતે સૂચન કર્યું હતું કે બારોત્તરીને બદલે બાહોત્તરા વાંચીએ તો નીચે પ્રમાણે વાર આવે.

| | | |
|---|---|---|
| સં. ૧૫૭૨ માગશર સુદ ૭ સોમવાર | સોમવાર | સોમવાર |
| સં. ૧૫૭૨ ચૈત્ર સુદ ૭ સોમવાર | મંગળવાર | સોમવાર |

પણ ૧૫૭૨માં જ હારનો પ્રસંગ થયો એવો મેં નિર્ણય સ્વીકાર્યો નથી. હું એટલુંજ બતાવવા માગું છું કે ૧૭૦૦ની પછીની જે પ્રતો હાથ લાગી છે તેમાં એક સરખી તિથિ આવતી નથી, અને વાર પણ

૧ ગુજરાતી સાહિત્ય: મધ્યકાલનો સાહિત્યપ્રવાહ, પા. ૩૫૭

ખોટા આપ્યા છે. એટલે એ તિથિઓ જુદી જુદી દંતકથા પ્રમાણે કવિઓએ લખી છે. એક વસ્તુ સ્પષ્ટ છે તે નોંધવી જોઈએ કે અઢારમી સદીમા '૧૫૧૨'નું વર્ષ કવિઓએ સ્વીકાર્યું હતું, અને તેનું કારણ માંડલિકના હારપ્રસંગની દંતકથા લાગે છે.

## ૨૫

કવિ વલ્લભદાસે ૧૮૭૦ની આસપાસ 'નાગર ખંડ' અને 'શામળશાહનો વિવાહ' (સં ૧૮૭૦) લખ્યાં છે. તેમાં પરવત મહેતા અને નરસિંહના પ્રસગ અને તેમનાં સગપણ વીશે સ્પષ્ટ ઉલ્લેખ છે. આ ઉપરથી લાગે છે કે પરવત ને નરસિંહના સગપણની માન્યતા ત્રિકમદાસ અને વલ્લભદાસ વચ્ચેના સમયમા હસ્તીમાં આવી.

વલ્લભદાસ કવિએ નરસિંહના જીવનની તિથિઓ આપી છે તે મીરાંએ આપેલી તિથિઓ જોડે સરખાવીએ.

| પ્રસંગ | તિથિ | તિથિ |
|---|---|---|
| જન્મ | ૧૪૭૦ | જુના મત પ્રમાણે |
| | ૧૪૬૯ | નયનસુખરાયની વંશાવલિ પ્રમાણે |
| લગ્ન | ૧૪૮૮ | વલ્લભદાસ પ્રમાણે |
| | ૪ વૈશાખ સુદ ૧૪૮૨ | મીરાં પ્રમાણે |
| મહેણાનો પ્રસંગ | ૧૪૯૫ | મીરાં પ્રમાણે |
| સામળદાસનો જન્મ | ૧૫૯૪ | વલ્લભદાસ પ્રમાણે |
| | ૧૪૮૬ | મીરાં પ્રમાણે |
| રણછોડજી પર્વત મહેતાને ત્યા પધાર્યા | ૧૧ વૈશાખ સુદ ૧૪૮૪ | વલ્લભદાસ પ્રમાણે |
| | ૧૫૦૧ | મીરાં પ્રમાણે |

| | | |
|---|---|---|
| હુંડી | ૫ માઘ સુદ ૧૪૯૯ | વલ્લભદાસ પ્રમાણે |
| | ૨ પોષ વદ ૧૫૦૨ | લખી મીરા પ્રમાણે |
| | ૦)) પોષ વદ ૧૫૦૨ | સ્વીકારાઈ ,, |
| સામળદાસ | ૫ વૈશાખ સુદ ૧૫૦૭ | વલ્લભદાસ પ્રમાણે |
| નાં લગ્ન | ૭ માઘ સુદ ૧૫૦૩ | મીરા પ્રમાણે |
| શ્રાદ્ધ | ૭ કાર્તિક સુદ ૧૫૦૪ | મીરા પ્રમાણે |

વલ્લભદાસ કવિની તિથિ ખરી કે મીરા કવિની ? કે બંનેની ખોટી ? અને ચારસેં વર્ષ પછી વલ્લભદાસ તિથિઓ કયાંથી લાવ્યા ?

૨૬

જો સં. ૧૪૭૦ નો વૃદ્ધમાન્ય જન્મકાલ સ્વીકારીએ તો પ્રશ્ન એ થાય છે કે પ્રેમ અને કલાના ભક્તિસાહિત્યના નાના તારલામાં એકદમ શુદ્ધ ભક્તિનો ઝગમગતો તારો ઝળક્યો, અને કેં પણ તેજ કે અમર પાછળ મુક્યા વિના અસ્ત કેમ થયો ? સં. ૧૪૭૦માં નરસિંહ જન્મ્યા; સં. ૧૫૩૩માં ગુજરી ગયા; ને આગળ ને પાછળ હતું તેવું ને તેવું જ રહ્યું; અને દોઢસો વર્ષ પછી એકદમ સાહિત્યકોની કલ્પના ઘેલી થઈ ગઈ ! વિચિત્ર બનાવ, સ્વાભાવિકતા અને ઉત્ક્રાંતિ બંનેના નિયમોને પડકાર કરતો !

બીજા બધા પ્રકારની ભક્તિથી શુદ્ધ ભક્તિની નિરાળી વિશિષ્ટતા જે સમજ્યા જ નથી તેમને આ આશ્ચર્ય લાગતું નથી શુદ્ધ ભક્તિમાં ગોપી થઈ, સખીભાવ કેળવવાનો આત્મલક્ષી તલસાટ છે. પૂજ્યભાવે કે કલાપ્રિયતાએ કેળવેલી ભક્તિ તેનાથી નિરાળી છે.[1] બંનેનાં રીત ને ઉદ્દેશ જુદાં છે. ભાગવતકારની કલા અને ચૈતન્યના તલસાટ વચ્ચે, અને તેનાથી ઓછે અંશે પ્રભાસના ભીમનાં ઓપદેવપ્રેરિત મહિમાગાન અને નરસિંહના તલસાટ વચ્ચે ફેર છે તે પ્રણયકથાના

૧ મુનશી : થોડાંક રસદર્શનો, પા. ૭૯

રસિક લેખકની અનુભવી રસવૃત્તિ અને પ્રિયાને પત્ર લખતા વિરહવિહ્વલ પ્રણયીની વૃત્તિ વચ્ચે ફેર છે તેટલો, બલ્કે તેથી પણ વધારે છે

જ્યારે પહેલા લેખમા મે લખ્યુ[1] કે નરસિંહમા ભાગવત, હરિલીલામૃતની છાપ નથી' ત્યારે 'પૌરાણિક ભક્તિની' એ શબ્દો મે અધ્યાહાર ગણેલા તેમજ 'બ્રહ્મવૈવર્ત અને પદ્મપુરાણ એમની પહેલા થયા હોય તો તેની પણ છાપ નથી' એમ લખ્યુ ત્યારે તેનો અર્થ મારા આખા લેખ 'ભકિત અને ગુજરાતી સાહિત્ય'ના મધ્યવર્તી સિદ્ધાંતોને અને કલાકારની ભક્તિ અને શુદ્ધ ભક્તિનો ભેદ ધ્યાનમા રાખીને થશે એમ મે માન્યુ હતુ કોણ કહેશે કે ભાગવતકાર, બોપદેવ કે પેલા બે પુરાણના કર્તાઓમા ચૈતન્યનો સખીભાવ, આત્મલક્ષી પ્રણયતલસાટ અને કૃષ્ણ માટે 'માધુર્ય' હતા ?

શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ મારુ આ દષ્ટિબિંદુ ધ્યાનમાં રાખ્યુ નથી, અને ભાગવત અને ગીતગોવિંદની કોઈપણ પ્રકારની અસર નરસિંહ પર થઇ નથી એમ મે કહ્યુ છે માની વિદ્વત્તાપૂર્ણ લેખ લખ્યો છે[2] બીજાજ પ્રકરણમા મે સ્પષ્ટ કહ્યુ છે કે 'ભાગવતની અસર નરસિંહ મહેતાની બધી કૃતિઓ પર પહેલેથી જ છે અને તેમ ગીતગોવિંદની પણ સ્પષ્ટ છાપ છે[3] ભાગવતકાર શુક અને જયદેવ કવિને પોતાના સમોવડીયા અને મિત્ર ગણે છે એ વાત ઠેકઠેકાણે કવિએ ગાઈ છે

૨૬

પણ વિદ્વાનની ભુલ લાભદાયક નીવડે છે આ ભ્રમને પરિણામે ભાગવત ને ગીતગોવિંદમાથી નરસિંહે કેવી રીતે પ્રસગો ને કલ્પનાચિત્રો

---

૧ ગુજરાતી સાહિત્ય-મધ્યકાલનો સાહિત્યપ્રવાહ મુનશી ભક્તિ અને ગુજરાતી સાહિત્ય

૨ નરસિંહ મહેતાના હૈયરાનો વિચાર-પ્રસ્થાન ૧૯૩૩ વૈશાખ અને અષાઢ

૩ ગુજરાતી સાહિત્ય—મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ પા ૩૫૮

લીધા કે તે બતાવતો એક સવિસ્તર લેખ એ માનનીય વિદ્વાન તરફથી આપણને મળ્યો છે

આ વિષયપર ઉપયોગી થઈ પડે એવા કેટલાક એમના મુદ્દાઓનો વિચાર કરવો જરૂરનો થઈ પડે છે આ વિષયમા ત્રણ મુદ્દાઓ છે નરસિંહની શુદ્ધ ભક્તિ સ્વયભૂ પ્રકટી વૃંદાવનીય ભક્તિમાથી પ્રગટી, કે બીજી કોઈ રીતે પ્રગટી

જે દૃષ્ટાન્તો પરથી મારૂ દૃષ્ટિબિંદુ મે રજુ કર્યું હતુ તે ટુકામા આ પ્રમાણે છે

(૧) ચૌદમી સદી પહેલા શુદ્ધ ભક્તિના જેવી મનોદશા બગાલના સહજિયા પથમા મળે છે

(૨) સવતની પદરમી સદીમા વૃંદાવનમા બગાલી માધવેન્દ્રે શુદ્ધ ભક્તિ હૃદયમા ઉતારી મધ્વનો વૈષ્ણવ મત બગાલમા પ્રચલિત સહજિયા પથની ભાવના અને વિલાસમહોત્સવો એ ત્રણેથી ઉદ્ભવતા સસ્કારોમા એનુ મૂલ હતુ

(૩) ચૈતન્યે (સ ૧૫૪૧–૧૫૮૯) આ શુદ્ધ ભક્તિ માધવેન્દ્રના શિષ્યો પાસેથી લીધી, બદવાની અને તેનાથી વૈષ્ણવોના ધામો ગજવ્યા એનામા એ પરાકાષ્ઠાએ પહોચી, અને એનુ અનુકરણ કરવા ઘણા પ્રેરાયા

(૪) ચૈતન્ય અને રૂપસનાતનાદિએ વૃંદાવનમા રહી સ ૧૫૭૨ થી ૧૬૪૬ સુધી આ પ્રકારની ભક્તિનો ઘણો પ્રચાર કર્યો[૧]

(૫) ભાગવતમા ને ગીતગોવિંદમા ચદ્રાવલી, લલિતા અને વિશાખાનુ નામ નથી બગાલી વિદ્યાપતિની કૃતિઓમા લલિતાનુ નામ આવે છે પણ તે કૃતિઓ પદરમા સૈકામા ગુજરાતમા પ્રચલિત થઈ હોય એવો કોઈ પુરાવો મળતો નથી કેટલીક ગોપીઓના નામ ભવિષ્યોત્તર ને સ્કદપુરાણના

૧ મુનશી ઘોડાક રસદર્શનો શુદ્ધ ભક્તિનો મધ્યાન્હ અને ગુજરાતી સાહિત્ય પા ૧૪૫–૧૬૦

પ્રભાસખંડમાં મળે છે રૂપદેવ ગોસ્વામી (સં ૧૫૭૨ પછી) ઉજ્જ્વલનીલમણિમાં નામો આ પ્રમાણે આપે છે तत्र शास्त्रप्रसिद्धास्तु राधाचन्द्रावलीस्तथा विशाखा ललिता श्यामा ..અને જીવ ગોસ્વામી આ નામો માટે ભવિષ્યોત્તર અને સ્કંદપુરાણોનો આધાર આપે છે અને શ્રી આનંદશંકર ધ્રુવનો અભિપ્રાય છે કે ભવિષ્યોત્તર પુરાણના એક ખુણામાથી નરસિંહ મહેતાને એ નામ મળ્યાં હોય જે નામ તે વખત સુધીના બીજા કોઈ પણ પ્રસિદ્ધ સાહિત્યગ્રંથમાં ઉતારેલાં નથી એમ માનવા કરતાં એમના સમયમાં ચૈતન્યસંપ્રદાયે એ નામ પ્રસિદ્ધિમાં આણ્યા હતા અને ત્યાંથી એમને એ મળ્યા એમ માનવું વધારે ગ્રાહ્ય લાગે છે[१]

(६) વળી તેજ ઠેકાણે જણાવ્યું છે તેમ રૂપદેવ ગોસ્વામીના વિદગ્ધમાધવમાં સૂત્રધારના મુખમાં આ શબ્દો મુકાયા છે

अद्याहं स्वप्नान्तरे समादिष्टोऽस्मि भक्तावतारेण भगवता श्री शङ्करदेवेन, यथा-अये ... नन्दनन्दनस्य प्रेमभक्तिकृष्टहृदयो नानादिग्देशत सांमत रसिक संप्रदायो वृन्दावनविलोकनोत्कण्ठया केशितीर्थोपकण्ठे समीयिवान् । इहासीत्कालिन्दीपुलीनवलये रासरभस ।

આ વિષે શ્રી આનંદશંકર કહે છે

"પ્રસ્તાવનાની તરેહ અન્ય સંસ્કૃત નાટકોના જેવી જ છે, પણ એનો પ્રસંગ પાછળના કેટલાક નાટકોમાં કૃત્રિમ રીતે કલ્પી લેવામાં આવતો, તેવો કલ્પિત નહિ હોય કારણકે ચૈતન્યે રાસલીલા ગાવા ભજવવાનો ખાસ રીવાજ દાખલ કર્યો હતો અને તદનુસાર એના અનુયાયીઓ કૃષ્ણલીલાના નાટકો ખરેખર ભજવતા હશે એમ લાગે છે ચૈતન્યસંપ્રદાયના સાધુઓ આ અથવા આ પ્રકારનું બીજું કોઈ નાટક દેશના જુદા જુદા ભાગમાં ભજવત

१ ગુજરાતી સાહિત્ય-મધ્યકાલનો સાહિત્યપ્રવાહ પા ૩૫૪

હોય, અને નરસિંહ મહેતાના આ યાત્મનેત્રે જોએલી આ યાત્મરહસ્યરૂપ રાસલીલાની ઉદ્બોધક સ્થૂળ રાસલીલાના દ્વારમાં ભજવાએલા કોઈ નાટકમાં એમણે જોઈ હોય એ મ ત ા છે વિશેષમાં આ વાત પણ ધ્યાન ખેંચે એવી છે કે ઉપરના ઉતારામાં શંકર મહાદેવે નાટક ભજવવાની આજ્ઞા -યાનું લખ્યું છે, અને જે શંકર મહાદેવનું નામ ટીકાકાર '**ગોપીશ્વર**' આપે છે અને નરસિંહ મહેતા પણ સાધુના કહેવાથી 'ગોપનાથ' મહાદેવ પાસે ગયા, અને મહાદેવજીએ એમને કૃષ્ણની રાસલીલા દેખાડી, એ બે બાબતો એકઠી મૂકીને વિચાર કરવા જેવો છે કાઠિયાવાડના ગોપનાથ મહાદેવનું નામ પૂર્વોક્ત 'ગોપીશ્વર' ઉપરથી પડ્યું હોય એમ સહજ કલ્પના થઈ આવે છે.'

આ હકીકતો પરથી અનુમાન તો એમ થાય છે કે નરસિંહ મહેતાને વૃંદાવનીય ભક્તિમાંથી પ્રેરણા મળી.

૨૭

આ મુદ્દાઓમાં રહેલી હકીકતો કોઈ ખોટી ઠેરવી શકયું નથી; પણ એમાંથી મેં કરેલું અનુમાન અયોગ્ય છે એમ કહેવામાં આવ્યું છે. અને તેના કારણો આ પ્રમાણે આપવામાં આવ્યા છે:

(૧) શુદ્ધ ભક્તિ અનુભવવા માટે ભાગવત અને ગીતગોવિંદ બસ છે અને નિમ્બાર્કમતીય વૈષ્ણવ ભક્તો પણ આ પ્રકારની ભક્તિ પ્રેરતા હતા.

નિમ્બાર્કમતના વૈષ્ણવ ભક્તો રાધાકૃષ્ણની ભક્તિ કરતા એ ખરી વાત પણ એ પંથની પ્રેરણાથી શુદ્ધ ભક્તિ ઉદ્ભવી હોય, એવી ભક્તિના દૃષ્ટાંતો એ પંથના અનુયાયીઓમાં સં ૧૫૫૦ પહેલાં થયા હોય, અને તે ની પ્રે ર ણા ગુજરાત સુધી પહોંચી હોય, એ દેખાડવાને એક પણ ચોક્કસ હકીકત મને મળી નથી અને મારી જાણ પ્રમાણે કોઈએ આપી નથી.

વધારામાં શ્રી અંબાલાલ જાની મારા જવાબમાં કહે છે કે **નરસિંહને પ્રેરણા વારકરી સંત નામદેવ અને રામાનંદી ભક્તોએ**

પ્રવર્તાવેલા ભક્તિમાર્ગમાથી મળી [1] એ આખી દલીલ પૌરાણિક ભક્તિ, ઉપાસના અને શુદ્ધ ભક્તિના ભેદ અને તેથી પ્રસરેલા જુદા જુદા પ્રવાહો દિશાભેદ ન સમજાવાથી કરાએલી છે રામાનંદી અને વારકરી ભક્તિનુ એક પણ અગ નરસિહમા નથી [2] બે સપ્રદાયની સામટી અસર તો અકલ્પ્ય જ છે

( ) સખીભાવભરી ભક્તિ ચૈતન્યે આખા હિંદમા પ્રસારી નથી અને નરસિંહમા સખીભાવ મુખ્ય નથી ભક્તિના આવેશમા પુરુષપણુ ગળી જાય એવી માન્યતા તે કાળે બધા ભક્તોમા હોય એમ લાગે છે

ભાગવતે વ્રજની ગોપી સમાન ભક્તિથી ઈશ્વર ભજવાનુ શીખવ્યા પછી ૧૪ થી ૧૬મા સૈકામા જે મહાન્ ભગવદ્‌ભક્તો થયા છે તેમાના કયાએ શુદ્ધ ભક્તિનો સ્વાનુભવી તનસાટ અનુભવ્યો છે ? મારી જાણમા તો માધવેદ્ર ને ચૈતન્ય સીવાય બીજા કોઈએ નથી અનુભવ્યો અને એ બેએ જ શુદ્ધ ભક્તિની સૂક્ષ્મતમ ભાવના સિદ્ધ કરી, વૃદાવન ને બગાળ બનેમા પ્રચલિત ભક્તિને એવો અજબ ઓપ આપ્યો અને તેને જ લીધે તે વૃદાવનીય ભક્તિનુ મુખ્ય અગ થઈ પડી.

નરસિંહની ભક્તિનુ પણ અગ એજ છે,[3] અને એ બીજેથી આવ્યુ એમ ન જણાય ત્યાસુધી વૃદાવનીય ભક્તિના પરિચયથી આવ્યુ એમ માનવુ વધારે વાસ્તવિક ગણાય

(૩) ચૈતન્યની માફક નરસિહ મૂર્છા પામતા નથી અને એના જેવી મનોદશા કેળવતા નથી-નરસિંહ જેમ જયદેવ અને શુકનો ઉલ્લેખ કરે છે તેમ ચૈતન્ય, રૂપ કે સનાતનનો કરતા નથી ચૈતન્ય સપ્રદાયની પરિભાષા નરસિહ વાપરતા નથી દાખલા તરીકે એ સપ્રદાય રાધાને આલ્હાદિની મહાશક્તિ ગણે છે ત્યારે નરસિંહ ભક્ત ગણે છે ' ભક્તિ તે રધિકા '

---

૧ અબાલાલ જાની હરિલીલા ષોડશકલા, ઉપોદ્‌ઘાત

૨ મુનશી થોડાક રસદર્શનો પા ૧૩૩, ૧૬૦. જુઓ પાગારકર તુકારામ ( મરાઠી )

૩ નરસૈયો (પાઠ્ય) પાનુ ૩૫.

આ વાતો ખરી. ચૈતન્ય કે રૂપદેવની અંગત પ્રેરણાથી નરસિંહ ભક્ત થયા કે તેમણે ચૈતન્યનો સંપ્રદાય સ્વીકાર્યો એ અનુમાન મેં કર્યું હોય તો ખોટું જ. નરસિંહને પ્રેરણા ભક્તો અને સંતોથી મળી તે બાબત પર પણ મતભેદ નથી. પણ તેની ભક્તિપર વૃંદાવનીય ભક્તિની અસર નથી એમ એ દલીલો પુરવાર કરતી નથી.

(૬) રાધાની સખીઓનાં નામ સંતોએ કલ્પેલાં છે તે આખા દેશનાં ધન હતાં અને તેથી નરસિંહે સ્વતંત્રપણે લીધેલાં હોવાં જોઈએ.

રાધાની સખીઓનાં નામ દેશનું ધન હતું એનો શો પુરાવો? એમ હોય તો રૂપ ને જીવ ગોસાંઈને પુરાણનો આધાર બતાવવા જવાની શી જરૂર? પશ્ચિમ હિંદમાં, પંદરમા સૈકાના કોઈ પણ લેખકમાં એ નામો નરસિંહ પહેલાં મળે છે? ગુજરાતનું કેટલુંક રાધાકૃષ્ણનું સાહિત્ય મળ્યું છે તેમાં કશામાં એ ધન શા માટે નથી દેખાતું?

(૫) ગોપીશ્વર અને ગોપનાથવાળા પ્રસંગનું સરખાપણું અર્થસૂચક થાય ખરું, જો નરસિંહ પર બીજી રીતે ચૈતન્યની અસર દેખાતી હોય તો.

ગોપીશ્વર અને ગોપીનાથનો પ્રસંગ તો એક જ છે. અને એમાં રહેલું નિર્ણયાત્મક તત્ત્વ તો સ્વીકાર્યા વિના કોઈને છૂટકો જ નથી.

પરિણામે હકીકતો સ્પષ્ટ થાય છે કે—

( ૧ ) નરસિંહમાં જે શુદ્ધ ભક્તિનો અંશ હતો તે વૃંદાવનીય ભક્તિનું જ પ્રબળ અંગ હતું, અને તે બીજા કોઈ ભક્તિસંપ્રદાયનું હોય એમ જાણવામાં નથી.

( ૨ ) ગોપીશ્વર ગોપીનાથનો પ્રસંગ એક જ છે; અને આકસ્મિક રીતે એક થયો હોય એ અસંભવિત છે.

કાલનિર્ણય કરવામાં આ હકીકતો ઝાઝી ખપ લાગે એવી નથી. છતાં એક વખત વૃંદાવનીય ભક્તિની અસર નરસિંહ પર છે એમ સ્વીકારવામાં આવે તો એક અગત્યનો મુદ્દો સાબિત થયો ગણાય.

૨૮

સાહિત્યની દૃષ્ટિએ એની કૃતિઓ વિચારવાની રહી છપાએલી કૃતિઓની ભાષા તો ઓગણીસમી સદીની છે, અને છપાવનારાઓએ જુની પ્રતની ભાષા બદલી અક્ષમ્ય ગુનો કર્યો છે

( ૧ ) શરૂઆતમા રચાએલા ભાલણ અને ભીમના અનુવાદરૂપ આખ્યાન અને પછીના નવીન કૃતિ જેવા આખ્યાન એ બે વચ્ચેનો ભેદ ધ્યાનમા રાખીએ તો નરસિંહના આખ્યાન આરંભની દશાના નથી પણ પાછળની પરિપકવ દશાના લાગે છે

( ૨ ) નરસિંહના પદના ઢાળની છાયા સોળમી સદીના ભીમ અને ભાલણના ઢાળો કરતા સત્તરમી સદીના ગોપાલદાસ ( ૧૬૨૬-૩૧ )ના ઢાળને વધારે મળે છે.

નંદનંદન રૂપે રાસલીલા કરી, પોતે ન ઇચ્છાગી છાની રાખી,
દિવસ એકાદની ઉત્તરા, કુંવરવ્રત, વ્યાસનંદન વિમળ વદન ભાખી

પ્રભાતીનોને ઢાળ એટલો આકર્ષક છે કે સંવત ૧૫૦૦મા પ્રચલિત સાહિત્ય' । એ સ્થાન પામ્યો તો સો વર્ષ સુધી એનું અનુકરણ કેમ ન થયુ ? હાલની સાહિત્યની સ્થિતિમા આ તર્કો નિર્ણયાત્મક લેખી શકાય નહિ પણ એવું વલણ તો નરસિંહ સ. ૧૪૭૦મા જન્મ્યા તેની વિરુદ્ધ છે

૨૯

આ ઉપરાન્ત અત્યારે નરસિંહ મહેતાનાં જે પદો છે એમા કોના કોના ઉલ્લેખ છે તે જોઈએ એક પદમા તો તે વિઠ્ઠલનાથજીના શિષ્ય હોય એવુ વર્ણન છે

શ્રીમદ વલ્લભ શ્રી વિઠ્ઠલા, શ્રી ગિરિધરણ .
પુષ્ટિમારગ સુધારકરણ
× × ×
પુષ્ઠી પરશોતમ વિપ્રવસનુ ધરી, શ્રી આહા પ્રભુ
નામ વેદાત વરણે

શ્રી કૃષ્ણના શ્રી મુખે તે વિશ્વનર જાણવા
શ્રી વલવા પદ ભવ સિંધુ તરવા.[૧]

આ પદની શૈલી જુદી પડે છે, અને એ ભાગે જ એનું ગણાય. પણ ચાતુરી છત્રીશીમાં એક પદમાં 'પુષ્ટિમારગ' શબ્દ વાપર્યો છે. બે સ્થળે 'નામદેવ'નો ઉલ્લેખ છે.[૨] એક ઠેકાણે 'રામો ને નામો' એમ રામાનંદ ને નામદેવ માટે ઉલ્લેખ છે.[૩] એક ઠેકાણે 'મીરાંબાઈ'નાં વિખ અમૃત કીધાં એમ લખ્યું છે.[૪] નરસિંહને સો વર્ષ વહેલા જન્મ અપાવવા માટે પ્રકાશકોને આ પદ પ્રક્ષિપ્ત ગણવાં પડયાં છે. હારમાળામાં એ નામો આવે છે; એ કાવ્ય જ પાછળથી લખાયું એમ સ્વીકારીએ તો વાત જુદી.

૩૦

હવે તો આ બધી સામગ્રીનો સાર જ કાઢવાનો રહ્યો.

[૧] હાલ મળતી સામગ્રીઓ જોતાં નરસિંહ મહેતાના જીવનનું અન્વેષણ-ક્ષેત્ર સં. ૧૪૭૦ અને સં. ૧૬૭૫ વચ્ચે મુકી શકાય.

[૨] સં. ૧૪૭૦થી ૧૬૦૦માં હસ્તીમાં આવેલો કોઈ પણ સમકાલીન પુરાવો નથી કે જેમાં નરસિંહના જીવન અને કવન વીશે પરોક્ષ પણ ઉલ્લેખ હોય. અને બધી જ સામગ્રી એની અસરથી અસ્પૃષ્ટ રહે છે.

[૩] સં. ૧૫૬૭માં એક સબળ પણ નકારાત્મક પુરાવો એના પુરોગામી-ત્વની વિરુદ્ધ છે.

[૪] સં. ૧૬૧૬, ૧૬૨૧ અને સં. ૧૬૨૪માં નરસિંહની હસ્તીનો અને 'મામેરૂં' ને 'હુંડી'ના પ્રસંગના પહેલા આધાર મળ્યા કહેવાય છે.

---

૧. ગુજરાતી સાહિત્ય–મધ્યકાલનો સાહિત્યપ્રવાહ પા. ૩૫૨
૨. ન૦ કા૦ સં૦ પા. ૫૫૬
૩. ,, ,, ,, પા. ૬૦૪
૪. ,, ,, ,, પા. ૪૭૨

આ આધાર પાયા વગરના છે. છતાં આ અરસાથી મોડો નરસિંહનો જીવનકાલ ન જ લંબાવાય. એટલે એનો જન્મ આશરે સં. ૧૫૮૦ થી મોડો તો ન જ મૂકી શકાય

[૫] સં. ૧૬૫૦થી ૧૬૬૦ સુધીમાં સંશયથી અગ્રસ્ત એવો એનો પહેલો ઉલ્લેખ મળે છે.

[૬] સં. ૧૭૨૦ થી ૧૭૨૫ સુધીનો હારમાળાની રચનાનો સમય આજે ગણી શકાય

[૭] સં. ૧૭૦૦માં નરસિંહની કીર્તિ આખા ગુજરાતમાં અને ઉત્તર હિંદમાં પ્રસરેલી માલમ પડે છે. એ જ અરસામાં માંડલિક સાથેની સમકાલીનતાનો પ્રસંગ માન્યતામાં આવેલો દેખાય છે.

[૮] આખ્યાનનું સ્વરૂપ, ઢાળ, ઉલ્લેખો વગેરે પરથી નરસિંહની કૃતિઓ સં. ૧૬૦૦–૧૭૫૦ના સમયની લાગે છે. એની કૃતિઓ પર સં. ૧૫૦૦ના સાહિત્યની છાયા નથી.

[૯] વૃંદાવનીય ભકિત જે સં. ૧૫૫૦ પછી પ્રબળ થઈ તેની અસર નરસિંહ પર સ્પષ્ટ જણાય છે.
આ સાબિતી જોતાં—

(અ) નરસિંહના જીવનકાલની મર્યાદા સં. ૧૫૬૦–૬૫થી પહેલાં અને સ. ૧૬૩૫–૪૦ની પછી ન હોઈ શકે;

(આ) અને પરિણામે, એનો જન્મ ૧૫૩૦થી વહેલો ને ૧૫૮૦થી મોડો ન હોઈ શકે.

અને છતાં ઘણી સામગ્રીઓ હજુ મેળવવાની બાકી છે. જો એ મળે તો જરૂર આ પ્રશ્નની ફરી તપાસ કરી શકાય.



નરસૈયો : ભક્ત હરિનો.



નરસૈયો : દીવટીઓ.

Lakshmi Art
Bombay 8

એને દ્વારિકામાં રાસલીલા બતાવી—જ્યાં જ્યાં મેળા હોય ત્યાં ત્યાં એવું જોવાનું મળે છે. તે પાછો આવી, વૈરીને લઈ, ભાઈથી જુદો રહ્યો; નહીં કમાયો, નહીં ધંધો કર્યો, નહીં બહાદુરી મારી; અવતાર બધો ગાયું ને વગાડયું. પ્રતિષ્ઠાવાન લોકોએ એને તિરસ્કાર્યો, અવગણ્યો, ભુખે માર્યો; પ્રતિષ્ઠાના ઈજારદારો કોને શું નથી કરતા? એની ગરીબી જોઈ કોઈ ધનાઢયે ઉદાર દીલે એની છોકરીનું આમેરું પુર્યું, એના પુત્રને પરણાવી આપ્યો. આજે પણ રોજરોજ આ ભવે કીર્તિ ને પેલે ભવે મોક્ષ ખરીદવા ધનાઢ્યો એવું કૈંક કર્યાજ કરે છે. એ હતો એવો રંક, ને ગાતો ગાતો મરી ગયો. એના જીવનની હકીકત આટલીજ,—પુરી થઈ.

પણ જે ત્રણસેં વર્ષમાં કોઈ ગુજરાતી પાસે નહોતું તે એની પાસે હતું. એને હતાં દિવ્ય ચક્ષુઓ—સ્વપ્ન જોવાનાં; એને હતું રસભીનું હૃદય, પ્રેમથી ઉભરાતું અને વાસનાનું ભુખ્યું. એને હતી જીભ, એ બધાંને સજીવ કરવાની શક્તિવાળી. એણે એક સ્વપ્નું જોયું, સાચું માન્યું. એ 'સાચા સપન' વડે જીવન બધું સ્વપ્નું કર્યું. અને એ સ્વપ્નાની સનાતન સાચાઈનો પ્રવાહ આપણાં હૃદયોને સ્વપ્નો સેવવાની અને તેની સાચાઈ પર જીવન રચવાની પ્રેરણા દઈ રહ્યો છે

મને દંતકથાની પરવા નથી. મને ધુળ ધોનારાઓની બીક નથી. હું એનાં સ્વપ્નાંમાં મારી કલ્પનાને સ્નાન કરાવું છું. એનાં જીવંત શબ્દચિત્રો પર હું અનુષ્ઠાન કરું છું. અને એ શબ્દાવલિઓને એના સ્રષ્ટાનું સ્વરૂપ અસલ હતું એવુ સજીવન કરવાને આવાહન કરું છું.

# પ્રકરણ ૧ લું

## રાસક્રીડા

### ૧

જુનાગઢ પાસે નાનકડું તળાજા ગામ અને તેમાં થોડાં-એકજ નાગરનાં ઘર. એક ઘરમાં દોડાદોડ થઈ રહી છે. એક નાગરણ પ્રસૂતિની વેદનાથી બુમ મારે છે.

મહેતા ઓટલે બેઠા ભાગવતનાં પાનાં ફેરવે છે, પણ એમનું ચિત્ત અંદર પીડાતી ઘરવાળીમાં છે. શું આવશે? પુત્ર કે પુત્રી? એક પુત્ર તો હતો. બે ભાઈઓ થાય તો ખોટું નહીં. આ કળીકાલમાં કૃષ્ણ–હળધરની જોડી થાય.... ઘણુંજ નાનું, ગરીબ ઘર. વધારે છોકરાં થાય તેમ વધારે તાણવું પડે. પણ મહેતાને કુલના ઇષ્ટદેવ શંકરમાં શ્રદ્ધા છે. તે હસે છે. દરેક પોતાનું નશીબ સાથે લઈ આવશે.

એક લાંબી ચીસ સંભળાય છે. મહેતાથી વંચાતું નથી એટલે પાનાં ભેગાં કરવા માંડે છે. અંદરથી તરતના જન્મેલા બાલકનું રુદન સંભળાય છે. મહેતાની આંખમાં સ્નેહનાં ઝરણાં ફૂટે છે, ને તે હસે છે.

અંદરથી એક વૃદ્ધ સ્ત્રી આવે છે.

"ભાઈ! ગગો આવ્યો."

"જેવી ભોળાનાથની મરજી." મહેતા નીસાસો નાંખે છે. બાલક મોટો થાય છે ત્યારે આ પ્રસંગના સ્મરણમાં ગાય છે :

ગામ તળાજામાં જન્મ મારો થયો

## ૨

આ બાલકનાં પગલાં સારાં નથી ગણાતાં. મા મરી જાય છે, બાપ મરી જાય છે. ભાઈ ને ભાભી એને જુનાગઢ લઈ આવે છે. જુનાગઢ રહ્યું મોટું શહેર અને નાગરી ન્યાતની ત્યાં પ્રતિષ્ઠા ઘણી મોટી. ત્યાં જેવી પ્રાપ્તિ હોય એવી કૈં તળાજામાં હોય?

જુનાગઢના નાગરો મોટા માણસો છે. શિવભક્તિમાં ચુસ્ત, વેદાંતનાં અભ્યાસી, અઠંગ વિદ્વાનો એ ન્યાતમાં છે. ઘણા પાસે પૈસા અને પ્રતિષ્ઠા છે. ન્યાત તરીકે આડંબર ઘણું અને અભિમાનની પણ ખોટ નથી. પોતાની મોટાઈમાં મુગ્ધ રહેવું, બધાથી અળગા અને અતડા રહેવામાં ગર્વ માનવો, શિષ્ટાચાર અને આત્મનિયોજિત શુદ્ધિમાં મશગુલ રહેવું એ આ ન્યાતનાં સ્ત્રી પુરુષોનું મોટું લક્ષણ છે. વિદ્વતા, પૈસો ને પ્રતિષ્ઠા અને સાથે સર્વોપરિતાનો પેઢીધર કરેલો દાવો–પછી શી ન્યૂનતા રહે?

ભાઈ બીચારો ગરીબ અને ભાભી જરા તકરારી, એટલે ગરીબ બીચારા નરસૈયાની કોણ દાઝ જાણે? પણ છોકરે રાંક સ્વભાવનો છે. પાઠશાળામાં જઈ સંસ્કૃત ને દેશભાષ બંને શીખે છે અને ઇષ્ટદેવ શંકરને પૂજે છે. કોઈ સામુંયે જોતું નથી. કોણ જુએ?

ઉમર થયે ભાઈ જનોઈ દે છે, ને કુળની લાજ રાખવા એક વહુ પણ લઈ આવે છે. નરસૈંયો મોટો થાય છે, પણ ભાભીની આંખ ઠરતી નથી. એ સ્વચ્છંદે ભણે છે અને ફરે છે. નાગરી ન્યાતનો શિષ્ટાચાર એને બીલકુલ આવડતો નથી. એનાં કપડાંનો ઢંગ નહીં, એની સોબતનાં ઠેકાણાં નહીં, એની રીતભાતમાં ચવ નહીં. વર્ષો વહે છે તમ નાગરનો એકે ગુણ એનામાં નથી દેખાતો. નથી નટખટ, નથી દાવ-પેચ, નથી પ્રતિષ્ઠાપ્રેમ, નથી માણસો પર સત્તા બેસાડવાનો શોખ કે શક્તિ. ગરીબડો, ગંદો, સ્વચ્છંદી નરસૈંયો કોઈની નજરમાં ખુંપતો નથી.

એ રઝળેલ છે. સવારે ઘેર નહીં, સાંજે ઘેર નહીં; ઘણી વખત તો પરોઢીએ ઘેર આવે. ભાઈ ભાભીના ઠપકાની એને પરવા નથી, અને ભટકવાનો શોખ અતિશય જબરો. શેરીનાં અને સગાં, નાગર અને નાગરણો એની વાત કરી કરી થાકે છે. આટલો મોટો થયો ને કૈં ભાન નહીં. આજે ઉઘાડે માથે ભટકતો હતો. નશામાં હોય તેમ લથડતા ઘેર આવ્યો હતો. એકે એને એકલો હસતાં જોયો હતો, બીજાએ એને તાળી પાડી ગાતો સાંભળ્યો હતો. એની હારનાઓએ તો ગરાસીઆનાં કારભારાં કરવા માડયાં, અને ન્યાતની પટલાઈ પણ શરુ કરી; પણ આ તો મૂર્ખજ રહ્યો. ભાઈ નિઃશ્વાસ મુકે છે. ગરીબનાં નશીબ ગરીબજ રહેવાનાં.

પણ આ બધી ચકચાર એ સાંભળતો નથી, અને સાંભળવાની એને પરવાએ નથી. એ તો પોતાના મનમાં હમેશાં

મગ્ન રહે છે. એનો સંસાર એનો પોતાનો છે, જે કોઈ જાણતું પણ નથી. સવારે એ રણછોડજીને મંદિરે જાય છે. બપોરે કોઈ પુરાણી બાવાની ભાગવતની કથા સાંભળે છે. સાંજે તે ધુનમાં ને ધુનમાં ગામને પાદરે, જ્યાં પ્રભાસ ને દ્વારકા જતાં સાધુઓ ઉતારો નાંખે છે ત્યાં, જાય છે. ત્યાં એની ખરી દુનીયાને એ મળે છે. એક કોઈ જયદેવનું 'ગીત ગોવિંદ' બોલે તો તેને પાઠે કરે છે. બીજો કોઈ રાધાકૃષ્ણનાં ભજનો ગાય છે તો તે ઝીલે છે. કોઈ કીર્તન કરતા હોય તો તે કરતાલ લઈ વગાડે છે. કોઈ નાચી કુદીને ભજન ગાય તો એ નાચવા લાગે છે.

જો કોઈ વેળા રાસધારીઓ આવે તો એનો આનંદ માતો નથી. રાધાકૃષ્ણના જ્યાં રાસ થાય ત્યાં એ તલ્લીન બને છે. રાધાની ઝાંઝર સાથે એનો પગ ઠમકે છે. લલિતાની કમર લચકાય ત્યાં નરસિંહની પણ લચકાય છે. એને ગોપી થવું ઘણું ગમે છે. કોઈ કોઈ વાર તો એ રાસમાં સામેલ પણ થઈ જાય છે. એક ઓઢણી પહેરી, પગે ઘુઘરા બાંધી એ નાચે છે. તે વખતે તે સુખની પરાકાષ્ઠા અનુભવે છે. જગતનો તિરસ્કાર વીસરી, તે ગોપીભાવે પ્રણયમસ્તીનાં ગાન ગાય છે. એનો મીઠો અવાજ ગોપીના ભાવે ભાવ દર્શાવવા મથે છે. અને જ્યારે રાત પુરી થાય ત્યારે ઘરભણી ઉંઘેટો ઉંઘેટો તે પાછો વળે છે ખરો, પણ એના કાનમાં તેનાં તે ગીતનો ધ્વનિ સંભળાય છે અને એની આંખ આગળ રાધાકૃષ્ણ રમે છે. ઘણીવાર તો એકલો એકલો એ બોલે છે. કોઈ કોઈવાર તો રસ્તે ચાલતાં કમર પર હાથ

મુકીને લટકો કરી દે છે. અને લહેર કરીને ઘેર જતો કોઈ પ્રતિષ્ઠિત નાગર આ ગાંડીયા સામું તિરસ્કારથી જોઈ રહે છે.

પણ નરસિંહ કૈં જોતો નથી.

જગતના લોક જેમાં જાગતા તેને એ નિશા માનતો. જે જગતમાં તે જીવતો તે સંસારની દૃષ્ટિએ પડતું પણ નહીં.

૩

નરસૈયો હંમેશાં ભજનકીર્તનનો બહુ શોખીન છે. દેવને પૂજવા કરતાં તેની જોડે ભાવવિનિમય કરવાનો એને બહુ ચસ્કો છે. એ શિવનો ભક્ત છે ખરો, પણ પાષાણી પ્રભુનો નહીં. એના હૈયામાં તો જીવતા શિવજી, ઉમિયા સાથે, વિરાજે છે. એ ભોળાનાથને બહુ ચાહ્ય છે, અને ઘણી વાર પૂજા કરતાં કરતાં શિવના ઘરસંસારમાં શું શું થતું હશે તેના એને વિચાર પણ થઈ આવે છે. મહાદેવ ગંગાને લાવ્યા ત્યારે પાર્વતીજીને શું થયું હશે? એકદમ તેના મનમાં પાર્વતીના ભાવો ઉદ્ભવે છે અને તે લટકો કરી ગાય છે:

ભોળા ભોળા શંભુ, તમને વિશ્વ વખાણે રે;
મૂલની વાતો તમારી, કોઈ નવ જાણે રે.
જોગીન્દ્રપણું શિવજી, તમારૂં મેં જાણ્યું રે;
જટામાં ઘાલીને શિવજી, આ ક્યાંથી આણ્યું રે.

પાર્વતી જેવી અનુભવી અને પાકટ સ્ત્રીનો વિનોદમય કટાક્ષ પણ એને મોઢે આવે છે.

કોઈ લાવે કેડે ઘાલી, કોઈ લાવે હાથે ઝાલી રે,
માથામાં ઘાલીને શિવજી, ક્યાંથી તમે લાવ્યા રે...

... ... ...

ભભૂત ચોળીને શિવજી, વાળ્યો આડો આંક રે.

અને તે વૃદ્ધ શિવજીની મજાક કરવા બેસે છે.

મહેતા નરસૈયાના સ્વામી, તમે જુના છો જોગી રે.

શિવ એને મન બીહામણા, દૂરસ્થ કૈલાસવાસી નથી, પણ લાડકવાયા પુત્રના ખુદ્દા સ્નેહાળ પિતા છે. દેવ જોડે એને દોસ્તી બાંધવી ગમે છે.

એને ગૈરાંઓની વાત ઘણી ગમે છે. જ્યારે પણ કોઈ થનગનતી યુવતી જાય કે એ ધ્યાન દઈ ને જુવે છે, અને એનાં નખરાં ને ચાલ તેના હૈયામાં છપાઈ જાય છે. ગૈરાંઓ મંદિરે આવે ત્યારે એ પૂજા કરતાં કરતાં પણ તેમને જુએ છે, અને ગરબે રમવાને ગોરીઓ નીસરે એટલે મહેતો પુઠે ધાય છે. ઝાંઝરના ઝમકાર સાંભળી અને હસતી, નાચતી સ્રીઓને જોઈ એના હૈયામાં તાન ઉઠે છે. ત્યારે એની કલ્પના ઉત્તેજાય છે અને તેમનો વેશ ને હાવભાવ તેનાં બની જાય છે. તેમનાં મરકલડાં પર તે સદાય મોહે છે.

નાનકડી મહેતી–ભવિષ્ય એને માણેક મહેતીને નામે ઓળખે છે તે–મોટી થાય છે, અને સાસરે રહેવા આવે છે.. બીચારી પતિભક્તિપરાયણ છે એટલે આ રઝળેલ છોકરાને પણ પૂજે છે. રાતના નાનકડી મેડીએ પતિને કોઈ વાર ગાતાં, કોઈ વાર ઠમકો કરતા તે જુએ છે ત્યારે તે ખુબ ખુશ થાય છે. એનો રાગ ને લહેકો એના મનમાં વસી જાય છે.

જગત ભલે એને તુચ્છ ગણે પણ એના જેવો વર કોઈને નથી ને પાછો રસિકરમણ !

વહુ મોટી થાય છે, પણ નરસૈયાએ એની ટેવો છોડી નથી તે નથીજ કોડીની પણ કમાણી કરવાની ઇચ્છા એ દેખાડતો નથી ભાઈને ત્યા પૈસાની બહુ તાણ છે અને મોટો થએલો નરસૈયો તો ફુટી બદામ ય પુ કમાતા નથી શુ કરવુ ! અને તેમા વળી એને એક છોકરી થાય છે નાગરી ન્યાતના મોભ્ભા મુજબ ભાભી નામ તો કુવરબાઈ પાડે છે, પણ આ ખાનાખાઓનું વધતુ જૂથ જોઈ તેનો જીવ ખાટો થઈ જાય છે એ બીચારા શુ કરે ? દીયરને આટલુ શાક લઈ આવવાનુ કહીએ તો સાજ સુધી ઘેર આવવાનુજ વીસરી જાય જો ધોતીઆ ધોવાના સોંપીએ તો કુવાપર જઈ, ધોતીઆ વીસરી, રાગડા તાણે આને તે શુ કરવુ ?

એક વખત ભાભી ચીઢવાય છે આ શુ ? કામ ન થાય તો જુદો રહે અમે શુ સદાવ્રત કાઢ્યુ છે ? કમાવુ નહી, ધમાવુ નહી આખા ગામમા રઝળવુ ને તાબોટા પાડી રાગડા ખેચવા ! અમે તે ક્યા સુધી તારો ભાર ખેચીએ ? આમ ભરપૂર અને તીખી નાગરણ ઘણા વર્ષનો દબાવેલો • પિત્તો ઉછાળે છે

‘ ભાભીએ મૂરખ કહી મહેણુ દીધુ ’ તે નરસૈયો સાભળે છે શ્રદ્ધાળુ ઝીણી મહેતીને પોસ આસુએ રડતા તે જુએ છે

નરસૈયો શુ બોલે ? એ તો પોતાની મૂર્ખાઈના ભાનથી કચરાઈ ગયો છે એનુ જે કૈ ડહાપણુ હતુ તે તો એના

મનમાં, પણ એની આ જાજરમાન ભાભી આગળ તેની શી કીંમત? ભાભીનાં મહેણાં હૈયામાં સોંસરાં વાગે છે.

મર્મ વચન કહ્યાં મુજને ભાભીએ, મારા મનમા રહ્યા વલુધી રે,
ભાભીએ મૂરખ કહી મહેણું દીધુ, તે વચન વાગ્યું.

અને એનો ઘા ક્યાં સુધી રુઝાનો નહીં.

તરત તે ઘરની બહાર ચાલી જાય છે. હવે આ મહેણાં સંભળાતાં નથી. પણ શું કરવું ને ક્યાં જવું? ગામમાં કોઈ એક એવું નથી કે એને મદદ કરે, અને કમાવાની તો શક્તિ નથી. એનો જીવ મુંઝાઈ જાય છે. પણ એક વાત તો ચોક્કસ. એ ભાભીના ઘરમાં હવે રહેવું નથી. પણ ક્યાં જવું? માણેકને ક્યાં લઈ જઈ નાંખવી?

૪

ગુંગળાતો તે ગામબહાર નીકળે છે. તે કેટલું ચાલ્યો તેનું પણ એને ભાન રહ્યું નથી. આખરે પગ થાકી જાય છે. તે એક ઝાડ નીચે બેસે છે અને માથે હાથ દઈ રડે છે. કોઈનો આશરો નથી એ ખ્યાલે તેની છાતી રુંધાઈ રહે છે. એના મહાદેવજીએ પણ એને છોડયો....ધ્રુસકાં પર ધ્રુસકાં તે ખાય છે. રોજ શિવની પૂજા કરી, સોમવારે સોમવારે રુદ્રી કરી, શ્રાવણ મહિનામાં બીલીપત્ર ચઢાવ્યાં, અને છતાં ભીડભંજન ભોળાનાથ સામું પણ જોતા નથી?

એને શંકર સાથે ખુબ વઢવું છે. આટલાં વર્ષ ભક્તિ કરી અને અત્યારે આમ મને નોધારો છોડો છો? એ થાકીને



શિવ લિંગ આગળ માથું મુકી છાતીફાટ રડે છે.



[ પૃ ૧૧

ઉચું જુએ છે. થોડે દૂર એક જીર્ણ મંદિર છે તેના પર તેની નજર પડે છે. એનું અકળામણ વધે છે. ભોળાનાથ જોડે વઢ્યા વિના આરો નથી. તે ઉઠીને મંદિરમાં જાય છે.

તે નાનકડા, ભાગલા મંદિરમાં જાય છે. ત્યાં એક અપૂજ શિવલિંગ પડયુ છે. આ જ એનો દેવ, એનો માવિતર અને એનો તારણહાર મને ભુલી ગયો છે. 'મને ભુલી ગયા મારા ભોળાનાથ ?'

તે કપડાં કાઢે છે. પાસેના કુંડમાં સ્નાન કરે છે. બીલી લાવી શંકર પર નાંખે છે અને લિંગ આગળ માથું મુકી છાતીફાટ રડે છે દયા નથી આવતી દિનાનાથ ? જન્મ ધરી તારી ભક્તિ વિના મે કશુ કર્યું નથી, અને હવે હું કયાં જાઉં ? ભાભીએ કઠણ વચન કહ્યાં તે નથી સહેવાતાં. મને તારા શીવાય બીજો આશરો નથી. તારા નામ શીવાય બીજી ગમ નથી. તું હાથ નહીં ઝાલે ત્યારે કોણ ઝાલશે ? આમ આક્રંદ કરતાં, તેની ઉની અશ્રુધારાઓથી તે શંકરને ભાવભીની રુદ્રી કરી રહે છે.

એક અપૂજ શિવલિંગનુ, વનમાહે જઈ પૂજન કર્યુ-

તે પાછળથી નોંધે છે.

આ છોકરાને મન આ પથ્થરનું લિંગ નથી, હાજરાહજુર કૈલાસનાથ છે સૂર્યાસ્ત થઈ જાય છે પણ નરસૈયાનું આક્રંદ સમાતું નથી. તે શંકરને વિનવે છે, મહેણાં મારે છે, ગાળ દે છે. પાર્વતીનો પક્ષ કરી શંકરની સામે ધાય

છે. તે પોતાનો સઙ્કલ્પ જાહેર કરે છે. પ્રસન્ન થાઓ નહીં તો ભુખ્યો ને તરસ્યો અહીંઆં મરીશ. મહાદેવજી ! આ બ્રહ્મહત્યા તમારે માથે.

રાત પડે છે, પણ નરસૈંયાની વિનવણી અટકતી નથી. બીહામણી રાતની એને પરવા નથી. રાતે, જંગલનાં જાનવર આ મંદિરમા સુઈ રહેવા આવે છે. તે આ કલ્પાંત કરતા માનવીથી ડરી ચાલી જાય છે. અંધારી રાતની ભયજનક શૂન્યતા એનાં ડુસ્કાં અને આક્રંદથી ભેદાઈ રહે છે.

ઉગતા સૂર્યનાં કિરણો આ મંદિરનો અંધકાર ભેદતાં આવે છે ત્યારે પણ આ બ્રાહ્મણનો છોકરો, તેજ સ્થિતિમાં પિંડિ આગળ માથું ટેકવી, ડુસ્કાં ખાતો પડયો છે. ઉગેલો સૂર્ય અસ્તાચલે જાય છે પણ નથી ત્યાંથી એ ખસતો અને નથી એનાં આંસુઓની ધારા અટકતી. ભુખ લાગી છે ખરી, પણ તે એકજ નિશ્ચય કરી બેઠો છે: મારો પ્રભુ રીઝે નહીં તો મારે ખાવું નથી.

દિવસ ગયો અને રાત આવે છે. રાત ગઈ અને દિવસ આવે છે. પણ નરસૈંયો તો ત્યાંનો ત્યાંજ કલ્પાંત કરી રહે છે. થાકનાં માર્યાં તેનાં આંસુ સુકાય છે અને ભુખની મારી તેની કાય સુકાય છે. થોડી થોડી વારે તે ઘેનમાં આવી જાય છે, જાગે છે અને પાછો આરાધના આરંભે છે.

સૂર્ય ઉગે છે, ને આથમે છે. પક્ષીઓ કલ્લોલ કરે છે અને સુઈ જાય છે. જગત જાગે છે અને ઉંઘે છે. પણ

નરસૈયો તો ત્યાંનોત્યાંજ પડી રહે છે, શ્રદ્ધામાં અને સંકલ્પમાં અવિચલ. આમ સાત દહાડા ચાલી જાય છે.

એક સાધુ આવે છે, અને મંદિરમાં આવતાં એક બ્રાહ્મણ યુવક પિંડિને વળગી, બેભાન દશામાં લવતો તેની નજરે પડે છે. સાધુ તેને પાણી છાંટી જાગ્રત કરે છે. "બેટા!"

નરસૈયો ભાનમાં આવે છે, આંખો ઉઘાડે છે, અને જટાધારીને ત્યાં બેઠેલા જુએ છે. હર્ષઘેલો તે તેને પગે વળગે છે. "મારો ભોળાનાથ આવ્યો! આવ્યો મારો શંભુ!" નરસૈયો પગે પડી રહે છે.

જટાધારી મમતાથી હસી તેને ભેટે છે, તેની વાત સાંભળે છે, ને તેને આશ્વાસન આપે છે. આટલાં વર્ષોની શિવભક્તિ, સાત દિવસની તપશ્ચર્યાથી તીવ્ર બની, તેને ઘેલો બનાવી મુકે છે.

શિવજી આગળ જઈ એક મનોરથ, સ્તુત્ય કીધી દિવસ સાત સુધી.
... ... ...
હરજીએ ધરી, દીન જાણી કરી, પ્રગટ દરશન દીધું શૂલપાણિ.
તારી ભક્તિ ઉપર હુંજ પ્રસન્ન થયો, માગ રે માગ મુખે વદત વાણી.

પણ એ શું બોલી શકે?

ગદ્‌ગદ કંઠે હું બોલી શકું નહી, મસ્તક કર ધર્યો મુગ્ધ જાણી.

એના પ્રભુ સદેહે આવ્યા એટલે એના આનંદનો પાર રહેતો નથી.

અચેત ચેતન થયો, ભવતણો ભય ગયો, સ્તુતિ ઉઠી માહરી આદવાણી.

દીન ભક્ત દુઃખ અને ભાભીનું મહેણું ભુલી જાય છે અને ઇશ્વરને આધીન બને છે.

તમને જે વહાલ હોય જે દુર્લભ, આપો રે પ્રભુજી મુને દયા રે આણી.

સાધુ હસીને કહે છે : ગભરા નહીં, બધું રુડું થશે. નરસૈયો ખુશ ખુશ થઈ જાય છે.

ગોપનાથે મુને અભેપદ આપીયું, નરસૈં હરિરસ રહ્યો વખાણી.

જટાધારી દ્વારકા જવાના છે. નરસૈયાને બીજું શું જોઈએ ? એ પણ સાથે જાય છે.

૫

નરસૈયાની સમૃદ્ધ કલ્પના અપવાસ, ઉજાગરા અને કલ્પાંતથી ઉત્તેજાયલી છે. જટાધારી સાક્ષાત્ શંકર છે એની તેને ખાત્રી થઈ ગઈ છે; અને તેની ભક્તિને આધીન થઈ તે સ્વયંભૂ ઉતરી આવ્યા એ વીશે એને શંકા નથી. એ શંકર જોડે જાય છે, તેની સેવા કરે છે, તેના પગ ધોઈ ચરણામૃત લે છે. સતયુગમાં ભકતોને ભોળો નાથ મળતો હતો તેમ તેને પણ મળી ગયા છે. એનાં ભાગ્ય ઉઘડયાં છે. એની ભક્તિ ફળી છે. એ તુચ્છ રઝળેલ નથી, નાગરોના તિરસ્કારનું પાત્ર નથી, ભાભીનાં મહેણાંનું શરસંધાન નથી. એ મહાન ભક્ત છે. ઇશ્વરે પ્રલ્હાદ, અંબરિષને દીધું હતું તેમ એને દર્શન દીધું છે. મનમાં મલકાતો, ભકતવત્સલ ભગવાનના સાંનિધ્યમાં હર્ષઘેલો, મસ્તકલ્પનાની નશાના ધૂનમાં, તે જટાધારી જોડે દ્વારકા આવે છે.

આ દ્વારકા, એના શ્રીકૃષ્ણનું દ્વારિકા, યાદવોની અમરાપુરી—જે એણે ભાગવતમાં જાણી હતી તે—આવે છે. નરસૈયાને ખાત્રી છે કે શ્રીકૃષ્ણ ત્યાં રાજ્ય કરે છે, અને રસ્તે ચાલતા બધા યાદવો છે. જટાધારી એને એક મંડપમાં લઈ જાય છે. મુગ્ધ નરસૈયો ઉભો ઉભો તેજસ્વી સભા જોઈ રહે છે. આ પેલા કૃષ્ણ, આ પેલા ઉગ્રસેન, આ પેલા અક્રૂર! જટાધારી ત્યાં જાય છે, અને તેને સભા આવકાર આપે છે. કોઈ જટાધારીને પુછે છે કે આ કોણ છે? જટાધારી હસે છે: "એ મારો ભક્ત છે."

ઘણે વર્ષે એ ભક્ત આ પ્રસંગનું વર્ણન કરે છે:

કનકની ભોમ, વિદ્રુમના થાંભલા, રત્નજડીત તાંહાં મોહોલ મેડી.

... ... ...

ધર્મસભામાં જહાં, ઉગ્રસેન તહાં, સંકરષણજી સંગ બેઠા;
તાહાં વસુદેવ ને દેવકીનંદન, રાજરાજેશ્વર કૃષ્ણ બેઠા.
અક્રૂર ઓધવ વિદુર ને અરજુન, શીઘ્ર ઉભા થયા હરને જાણી;
સોળ સહસ્ત્ર શત આઠ પટરાણીઓ, મધ્ય આવ્યા શૂલપાણિ.

... ... ...

ધાઈને જઈ મળ્યા, આસનેથી ચળ્યા, કર જોડીને કૃષ્ણે સનમાન દીધું;

... ... ...

ભક્ત આધીન તમો છો સદા ત્રીકમ, પ્રસન્ન થઈને શિવ બોલ્યા વાણી;
ભક્ત હમારો ભૂતલલોકથી આવીયો, કરો તેને કૃપા દીન જાણી..

... ... ...

તેજ વેળા શ્રીહરિએ મુજને કરુણા કરી, હસ્તકમળ મારે શીશ ચાંપ્યો.

જેને નરસૈંયો શ્રીકૃષ્ણ માને છે તે આટલેથી કૈં અટકે?

> .............. મુજને દ્વારકાં માંહે રાખ્યો,
> અંતરપુરમા મુજને તેડી ગયા, વૈભવ કૃષ્ણનો સર્વ દાખ્યો;

નરસૈંયો ઘેલો તો છે, અને તેમાં આ અનુભવથી એની ઘેલછા વધી પડે છે. એ તો ત્યાં હરિહરના ચરણકમલોમાંજ રહે છે ને આનંદ કરે છે. એટલામાં,

> શરદ પુનમ તણો દિવસ તહા આવીઓ, ગમ મરયાદનો વેણુ વાયો.

રાસલીલાનો પ્રારંભ થાય છે.

> રુકમણી આદિ સહુ નારી ટોળે મળી—

નરસૈંયાને બીજું શું જોઈએ? રાસધારીઓમાં ગોપી થતાં તો તેને પહેલેથી સરસ આવડે છે.

> નરસઈએ તહાં તાલ સાધ્યો.

તે પણ સ્ત્રીવેશ ધારે છે.

> પુરુષ પુરુષારથ લીન થયું માહરું,
> સખી રુપે થયો ગતિ ગાવા,
> દેહ દિશા સૌ ટળી, ગોપીમાં ગયો મળી,
> દુતિ થયો માનિનીને મનાવા.

અને તે અનુભવમાં રસબસ થઈ જાય છે.

> હું સુખે લાગુ ગાન કરવા, પ્રસન્ન થયા ગોપાળ.
> ... ... ...
> ભામનીમાં ભળી ગયો, જેમ સાગરમાં રતન;
> મહારસમા ઝીલીયો, આનદ પામ્યો મન.

રાસ કરનારાઓ પણ આવો રસિક ને શ્રદ્ધાઘેલો ભકત જોઈ ખુશખુશ થઈ જાય છે, અને એને એક બક્ષીસ આપે છે:

પ્રેમે પીતાંબર આપીયું શ્રી હરિ, રીઝીયા કૃષ્ણજી તાલ વાહાતાં.

રાસ સવાર સુધી ચાલે છે. નરસૈયાએ હદ કરી છે. થોડીવાર તો તે મશાલ ધરે છે—

દીવી તે મ્હારે હાથ દીધી, કહે નરસૈંયો આ નિધ જોઈ.

નરસૈંયો એવો રસમગ્ન થઈ જાય છે કે એને હાથે ઝાળ લાગે છે તેનું પણ ભાન રહેતું નથી.

આખરે અરુણઉદે શખનાદ કીધો,—

અને ખુશ થએલાં રુકમિણી એને હાર પણ આપે છે.

ધન્ય તું ધન્ય તું એમ કહે શ્રી કૃષ્ણજી,
નરસિંહ ભગત મુજ તોલ ઝાખ્યો.

રાસલીલા પુરી થાય છે અને નરસૈયાને અણમોલો અનુભવ થાય છે. એનું આખું જીવન આ અનુભવનો પ્રચંડ પડછાયો બની રહે છે. તે પછી તો એનાં ગાંડપણમાં જરાય કૈં ઓછું રહેતું નથી.

ધન્ય એ ગોપી ને ધન્ય એ લીલા, ધન્ય એ રાસમાં રમાડે રે;
ગોપીશ્વરની કૃપા થકી રે, નરસૈંયો તાળ વગાડે રે.

મહિના સુધી એ દ્વારિકામાં રહે છે ને આ રાસ રમનારાંઓમાં મહાલે છે. આખરે ' માસ વીતી ગયો ' અને એ ' ચંચલ થયો ઘરભણી ચાલવા. ' એ શીશ નામી પ્રાર્થના કરે છે:

જે રસ અનુભવ્યો, ગાઉં તે નિત નવો,
પ્રગટ ભૂતળ કરું અંતરજામી.

શ્રીહરિ ખુશ થઈ જાય છે—

ધન્ય તું નરસૈંયા ભક્ત મારો.

અને,

રસગુપ્ત બ્રહ્માદિક નવ લહે પ્રગટ ગાજે તું હું ને વચન દીધું.

પછી તો ઘણાં એને સ્નેહવચન કહે છે. રુકમિણીને પણ તે મળી લે છે ને આખરે—

શીશ નમાવીને ત્યાં થકી નીસર્યો, પૂરણ બ્રહ્મશું પ્રીત સાધી.

૬

ઘેર જુનાગઢમાં બધાં આશા મુકીને બેઠાં છે. ભાભી કડવા બોલો માટે પસ્તાવો કરે છે. માણેક મહેતી તો રડતાં, કકળતાં પીએર જાય છે. ભાઈ પોતાની સ્ત્રીને રોજ ડામે છે: તેં જ મારા ગરીબ બીચારા નરસૈંયાને હડધુત કરી કાઢી મેલ્યો.

એક સાંજે ભાભી ઘરમાં બેઠાં બેઠાં કામ કરે છે. ગાંડીયો તો ગાંડીયો, પણ ઘરમાં હતો ત્યારે વસ્તી તો હતી. અરે ભગવાન....ને શેરીમાંથી કરતાલનો અવાજ આવે છે. ને નરસૈંયાનો પરિચિત અવાજ ગાજે છે:

વાંહા રે વાંસલી વાઈ રે, મધુરું ગાયે કહાન.
વાંહા રે માંહે માંહે જે, માનની રાખે રંગ;
ધુણણુણણુ ઉપાંગ વાજે, તાલ નિશાન મૃદંગ.

શેરીનાં બધાં ઓટલે જોવા નીકળે છે. પેલો ગાંડીયો ઓવાયો હતો તે આવ્યો કે શું? ભાભી પણ કામ છોડી બહાર આવે છે. એજ નરસૈયો, પણ હતો તે તો નહીં જ. એના મુખ પર તેજ છે. એની આંખોમાં ઘેન છે. એના પગ ને હાથના લહેકામાં શરમ નથી. એના રાગમાં તલસાટ છે. અરે, આ તો હતો તેનાથીએ જુદો થઈ આવે છે!....

હાં હાં રે વિછીઆ ઠમકે રે, કાને ઝબુકે ઝાળ;
એક એકને દે આલિંગન, ચાલે મધુરી ચાલ.
હાંહા રે વાંસલી વાગે રે.

શેરીની નાગરણો ઠીસીયાડી કરતી, ભેગી મળી હસવા માંડે છે. ભાભી આ ઠઠ્ઠા જોઈ ખીસીયાણી પડે છે. પણ નરસૈયો તો ચલાવ્યે રાખે છે—

હાં હાં રે વૃંદાવન રાસ રચ્યો, ગોપી ઘૂમે મરકલાંવાળી.

બધીઓ ખુબ હસે છે; અને ભાભી એને ઘરમાં લઈ જઈ બારણાં બંધ કરે છે.

"દિઅરજી! કયાં ગયા હતા? હું તો મોઈ ફીકર કરતી હતી. મેં કયાં તમને મહેણાં માર્યાં?"

નરસૈયો જવાબ દે છે:

ધન્ય ભાભી, તમે ધન્ય માતા પિતા,
કષ્ટ જાણી મને દયા રે કીધી:
તમારી કૃપા થકી હરિહર ભેટીઆ,
કૃષ્ણજીએ મારી સાર કીધી.

ભાઈ આવે છે ને ખુશ થઈ જાય છે. તે પત્નીને ઠપકો આપે છે. તેને પણ એજ જવાબ મળે છે.

ભાભીએ ભાગ્ય ઉદે કર્યો,
મને કહ્યાં તે કઠણ વચંન;
ત્યારે નરસૈયો નિરભય થયો,
પામ્યો તે જગજીવન.

તે અનુભવ વર્ણવે છે ને જુદું ઘર માંડવાનો નિશ્ચય જણાવે છે. ભાઈ ભાભી રકઝક કરે છે પણ તેનો સંકલ્પ ફરતો નથી. હવે એને પ્રભુની ઓથ છે એટલે કોઈનું દાસત્વ જોઈતું નથી. ભાભીનું વચન વાગ્યું હતું તેનો ઘા હજી રુઝાયો નથી. તે 'ગૃહસ્થના ધર્મનો મર્મ આણે છે'. સ્તુતિ કરી શ્રીહરિ સમરે છે ને આખરે જુદો રહે છે—

મંદિર લીધું જહાં નાત છે નાગરી,
સુખદુઃખ કરમચા ભોગ જાણી.

## પ્રકરણ બીજું

### દીવેટીઓ

નવા ઘરમાં નરસૈયો ને માણેક મહેતી રહેવા જાય છે. ત્યાં રોજ એને એકજ ધંધો છે—

લક્ષ્મીનાથની નિત્ય સેવા કરે.

... ... ...

હરિગુણ ગાય, ન મળે ખાવા તાંહાં, હરિની ઈચ્છાનો સંતોષ લાવી;
કરમમ્યા ભોગ દેહે ભોગવે, છુટકો, નીપજે સરવથા હોય ભાવી.

ઈશ્વર મળ્યા છે એટલે ઈશ્વરપ્રણિધાન એને સરલ થઈ ગયું છે. સદ્ભાગ્યે સહધર્મચારિણી પણ સારી છે.

ઘેર દારા એક સુંદર સાધવી,
હરિ અંશ તો એને અધિક વાહાલો;
નહીં કાંઈ વેગ વિચાર મનમાં ધરે,
ન લહે પરપંચ સીનો ચાળો.

હવે જીવનમાં ખામી નથી. માત્ર,

સાચું સુપન મેહેં દ્રષ્ટ દીઠું, ને જે નરસહીયાંને મન લાગ્યું મીઠું—
તે ગાવાનું રહ્યું છે.

૨

નરસૈંયો દ્વારકામાં આપેલું વચન પાળે છે. એ રાસનું વર્ણન કરવા માંડે છે. તે રાતે, અને આખા જીવનમાં, લટકાળી સ્ત્રીઓના હાવભાવ જોએલા તે બધા તેની નજર આગળ રમ્યા કરે છે; અને એ બધાને તે શબ્દોમાં વ્યક્ત કરવા માંડે છે.

નરસૈંયાને કવિ તરીકે કૈં શિક્ષણ મળ્યું નથી. એને કાવ્યપદ્ધતિની ઝાઝી ખબર નથી. એને ઝમકતા શબ્દો પ્રિય છે. એને માત્ર લોકગીતનાં જોડકણાં યાદ છે, ગરબી ને પદો થોકબંધ આવડે છે. એના સમયમાં પ્રચલિત રાસકો અને ફાગુઓ એને મોઢે છે. અને 'ભાગવત' તેમજ 'ગીત-ગોવિંદ'ની ટુકોનો તેને પરિચય છે. એ રાસ વર્ણવવા માંડે છે, કાવ્ય લખવા બેસતો નથી. એક ચિત્ર આવે છે તેવું પદ બનાવે છે, ને લલકારે છે. બીજું આવે છે ત્યારે બીજું લલકારે છે. તેના તે શબ્દો આવ્યા જાય તેની એને ચિંતા નથી. તેના તે ભાવ આવે તોય શું ? એને ક્યાં કોઈ ને રીઝવવાની પરવા છે ?

નરસૈંયાના હૃદયમાં વિલાસની અદ્‌ભુત લાલસા ભરી છે. એણે વિલાસ અનુભવ્યો નથી પણ તેની કલ્પના તેનાથી હમેશાં મુગ્ધ છે. ગરીબાઈમાં, તુચ્છકારાયલા જીવનમાં, ગરીબ બીચારી માણેક મહેતીની સોડમાં, એની તૃષા અણછીપી રહી છે. એ આજે જે પદો રચે છે તે દ્વારા રુષ્ટપુષ્ટ, સ્થૂળદેહી વિલાસની આકાંક્ષા બહાર નીકળે છે. એ વિલાસથી પર એના

સૂક્ષ્મ ભાવો એણે અનુભવ્યા નથી એટલે તે એને સુઝતા નથી. દેહના ભોગમાં એનો તલસાટ પત્યો રહે છે; તેનાથી ઉંચે તે ઉડી શકતો નથી.

કવિની કલ્પનાથી તે રાતનું દૃશ્ય ખડું કરતા જાય છે. નરસૈયો ઉભો છે ને એનો સ્વામી વૃંદાવનમાં વેણું વજાડી ગોપીને વિહ્વલ કરે છે.

મધ્યરાત્રીએ મધુરી રે, વહાલાજીએ વાંસલડી વાહી રે;
કામિની કામઘેલી થઈને સૌ વૃંદાવન ધાઈ રે.

બધી ગોપીઓ આકુલવ્યાકુલ થઈ જાય છે.

મંદિર માંહે મેં ન રહેવાય, કેમ કરી જેવા જઉં રે;
હું વેંધાણી મધુર નાદે, અનંગ ઉલટ્યો અંગે રે.

એમણે—

સાસુ નણંદની લાજ તજીને, ભૂષણ અંગે સજ્યાં રે.

અને

ઘર આવ્યો તે વચન પાળવા

... ... ...

જુવતીનાં જૂથ મળીને, ચાલી સાહેર નદી પૂર રે.

એક આવે છે અન્ન મુકીને, નાદની મોહી. એક રોતાં બાલ મેલે છે. એક અંજન કરતી ચાલી આવે છે.

એક અવળાં તે અંબર પહેરીયાં ને નેપુરીયાં ઘાલ્યાં કાન.

એકે કુંડળ પહેર્યાં છે પાયે. એક—

સેંથે કાજળ નયને સિંદૂર, એવા વિપ્રીત વેશે ધાઈ.

એક—

કાનજી કાનજી કરતી હીંડે.

એક કહે :

લઈ ચાલો મને વૃંદાવનમાં, મદન મૂરત રૂડી દીઠી રે;
પીતાંબરનો કાછ કચ્છી, અમૃતપેં અતિ મીઠી રે.

વળી કેટલીક બોલવા લાગે છે :

ઝાકમઝોળ કરી, ઝાકમઝોળ કરી રે,
વહાલો વશ કરશું રે.
અનેક હાવભાવ કરીને હળવે ઉરપે ધરશું રે.

બીજી કહે છે :

ચાલો સહીયર સામટી આપણ સુંદિર વરને જોઈએ રે;
એકલડા એકાંતે મળીને કાંઈક કહાનને કહીએ રે.

… … …

વૃંદાવનમાં વહાલા સાથે, રંગભરી રેણી રમીએ રે;
અધર સુધારસં પાન કરીને, વહાલો ઉરપર ધરીએ રે.

નરસૈંયો જોઈ રહે છે. ગોપીઓના તલસાટનું એકજ લક્ષણ એને નજરે ચઢે છે—' વહાલો ઉરપર ધરીએ રે. '

અજવાળી રાતે ગોપી પગલાંઓ ખોળે છે—

જેમ દહાડે ઘોળે રે.

… … …

ગોપી આવી રે આવી રે, વહાલાનું મુખ જોવા;
અદ્દભૂત ખેલ રચ્યો પુરુષોતમ, માનનીનાં મન મોહવા.

ગોપીઓ સન્મુખ જઈ ઉભી રહે છે; ને,

નયણેં નીરખ્યા નાથ;

તન મન ધન સહુ સોંપીઆ અને હરિશું જોડ્યા હાથ.

અને કહેવા લાગે છે :

અમને રાસ રમાડ વહાલા,
મધુરો બંસ વજાડ વહાલા;
થૈ થૈ નાચ નચાડ વહાલા,
વૈકુંઠથી વૃંદાવન રૂડું, તે અમને દેખાડ વહાલા.

શ્રીકૃષ્ણ કંઈ કાચા છે? તે તો બિચારા નિર્દોષ!

શાને કાજે સહુ મળી આવ્યાં, શું છે તમારું કામ રે,
પતિવ્રતાનો નહીં રે ધરમ, એ ગોપી જાઓ તમારે ધામ રે.

મોહનનાં વચન સૂણીને બાળાઓ નીચું જુએ છે, મુખમાં આંગળી ઘાલે છે ને વિમાસે છે: વનમાળી આ શું કહે છે? આખરે તે કહે છે :

જુદર અમને નહીં ભજો તો, તજશું દેહ અમારી રે.

વળી,

શા માટે શામળીયા વહાલા, સાન કરીને તેડી રે;
વ્યાકુળ થઈ વનિતા સહુ અંગે, વેણુ વજાડી રુડી રે,

... ... ...

વચન વિચારીને બોલો પ્રભુજી, અમો અબળા બળ થોડું રે.

પછી કૃષ્ણ પલળે છે.

વૃંદાવન રળીઆમણું છે ને વળી શરદ પુનમની રાત.

કામની સર્વ ટોળે મળી અને રાસ માંડે છે. પાસે માધવ રમે છે. બધીઓ કોકિલ કંઠે સ્વર કરે છે ને ગોવિંદના ગુણ ગાય છે. ચંદ્ર સ્થિર થઈ રહે છે.

કામનીઓ કાછ વાળે છે. સકળ શણગાર સોહે છે. હૈયાના હાર લહેકે છે, ને ઝાંઝરના ઝનકાર થાય છે. ગોરી ને શામળી નાર, કુંડલાકાર કરી, મોરારિને મધ્યે આણે છે. અને ત્રિભુવનપતિ ચરણે ચાલતાં, ઠુમઠુમકાર થઈ રહે છે.

માનની મોહનને મધ્યે રાખે છે, ને કંઠે પરસ્પર બાહુલડીઓ રાખે છે. નેપૂરની ધુન વાગે છે. એક આલાપતી આવે છે. એક રંગે નાચે છે. એક મધુર સ્વરે ગાઈને રંગે તાલ આપે છે.

એક ભામિની આલિંગન લઈ ને ભાવથી ભીડે છે. કોઈ મરકલડાં કરીને કૃષ્ણને ભલા ભાવથી જગાવે છે. બધીઓ થૈ થૈ કરે છે ને ઉરના હાર હુલાવે છે. અને શ્યામાઓ અને શ્યામને વદને શ્રમજલ સોહાવે છે.

કામી કૃષ્ણ ત્યાં સંચરે છે. મંડલ માંહે મલપીને વાંસલી વાય છે, અને રસાળ પ્રેમ વાધે છે.

તાલી દેતાં તારુણી, ઝાંઝરનો ઝમકાર;
કટિ કિંકણી રણઝણે, ઘુઘરીના ઘમકાર.

રંગે મહારસ વાધે છે. મન્મથ માન મુકાવે છે અને રમણને રસાળ કરે છે. ગોપી ગોપાળ નાચે છે અને નેહઝડી લાગી રહે છે. પ્રેમદા-પિયુનાં અંગ મળે છે ને બંને

રસપાન કરે છે. ચતુરા ચંપકવેલનો હાર ગુંથે છે ને મરકલો કરી—

> નેણે નેણ મીલાવીને અરપે કુસુમના હાર રે
> ... ... ...
> શરદ સોહામણો ચાંદલો રે તે સોહામણી નાર રે;
> કેલી કરતાં કૃષ્ણ શું કરે થૈથૈકાર રે.

સુરનર જય જય કરે છે. અપાર કુસુમ વરસે છે. બ્રહ્મા ને શારદા આદિ દેવો રંગ જુએ છે. નાદ વાજી રહે છે. સાથે મૃદંગ પણ તાલ આપે છે. મુનિજન મનમાં વિમાસે છે કે–

> ધન્ય ધન્ય કૃષ્ણ અવતાર.........
> મયંક મોયો ને થકી રહ્યો ખટ માસ.

અને—

> નરસૈયો ત્યાં દીવી ધરી રહ્યો, કરે હરિનું ગાન.

૩

નરસૈયાને આટલું યાદ છે અને આટલુંજ કહેવાનું છે. પણ એને સપ્રમાણતા કે શિષ્ટતા સાથે ક્યાં લેવાદેવા છે? એને ક્યાં કવિ તરીકે કીર્તિ મેળવવી છે? એ દીનભક્તને માત્ર ગોવિંદના ગુણ ગાયા કરવા છે, એટલે ફરી ફરીથી તેની તે વાત તે ને તે શબ્દોમાં કે એવા બીજા શબ્દોમાં, સંકુચિત કલ્પનાથી અને ગણ્યાગાંઠ્યા ભાવોથી, કહેજ રાખે છે. વળી તે રોજ કીર્તન કરે છે, એટલે નવાં નવાં પદોથી સમૃદ્ધિ વધારવી પડે છે.

ગોપીઓ કેમ આવે છે, અને તે શ્રીકૃષ્ણ જોડે કેમ વર્તે છે તેની ચિત્રપરંપરા તેની કલ્પના ચીતરે છે—

ઝાંઝરને ઝમકે રે, ગોપી ગજગમની ચાલે;
માન ઘણું મનમાં ધરીને રે, જઈ સૈયર શું મહાલે.

પછી રુમઝુમ કરતી ગોપીઓ આવે છે તેનું ચિત્ર ચીતરવા નરસૈંયો બેસે છે:

ઝાંઝરીયાં ઝમકાર કરે, રવીછદા વાજે રે;
બાહોડીયાં કેવળ કંકણ, બોલંતા નાદે રે.

વળી,

ઝાંઝરનો ઝમકાર મનોહર, રંગ જામ્યો મહાજામ રયણી રે;
ત્રિકમને તાલી દે તારુણી, ચતુર ચપળ મૃગનયણી રે.

પછી તે દરેકને છુટીછુટી વર્ણવે છે.

ઝાંઝરી ઝમકે છે ને—

શામા શણગટડો વાળે રે;
મરકલડે શું માન ધરીને, નારી નાથ નીહાળે રે.

... ... ...

વિવિધ વિલાસ કરંતી કામા, કંઠે બાહુલડી વાળી રે.

વળી ઝાંઝરિયાં ઝમકે છે. ગોપી લટકતી બાહુલડી હલાવે છે. શામા સાન કરીને શણગટડો સંકોરે છે. વહાલા સાથે વાત કરીને, લટકે તાળી દે છે.

વળી ઝાંઝર ઝમકે છે ને ચુડી ખળકે છે, અને 'પીન પયોધર ઉર પર રાણી અધર અમૃત' [illegible] એ છે.

વળી ઝાંઝર ઝમકે છે. એક સા[illegible]
છે ને કહે છે:

મેં વહાલાને સરવસ સોંપ્યું, અવર ન જાણું કાંઈ રે.

વળી ઝાંઝરીયાં ઝમકે છે. ને—

વહાલા કેરું વદન નીહાળી, નારી નેણુ નચાવે રે.

વળી ઝાંઝર ઝમકે છે. ને—

રાખલડી ઝળકતી દીસે, ગોફલણે ઘુઘરી ઘમકે રે;
ભણે નરસૈયો નળવટ ટીળી કાને ઝાલ ઝબુકે રે.

એમ વારાફરતી ઝાંઝર ઝમકે છે ને ગોપીઓ આવે છે. પણ એની કલ્પના ઠમકામાં, હસવામાં, તાળી દેવામાં, શણગટડો સંકોરવામાં, મરકલડાં કરવામાં અને ઉર પર ધરવામાંજ સમાપ્ત થઈ જાય છે. કોઈ કોઈમાં થોડોક થોડોક ફેર દેખાય છે. એક ગોરી ગજગતિએ આવે છે. એકે ચંપાવરણી ચોળી પહેરી છે. એકને 'નાકે અનોપમ મોતી રે.' એક 'બોલંતી ભર નાદે રે.' એક આવી 'તજી રે મન અભિમાન રે.' એક વળી, 'આળસ મોડે, અંગ સંકોરે, ને અંબોડો વાળે રે.' એક 'અભિમાન તજીને આવી રે.' એક—

મુખ અભિમાન ધરે મૃગનેણી, વહાલાને મન ભાવે રે.

વળી એક—

નાનકડી નાર નમતે ચાલે રે

એક—

કેશપાસ કુસુમે અતિ ગુંથ્યો, પુષ્પ ઝરંતી ચાલે રે.

અને કોઈ,

અડપડી ચાલે આંગલડી રે, કુચ ઉપર પાલવ હાલે રે.

... ... ...
મુખ તંબોલે ભર્યાં અતિ સોહે, કટિ કોમળતા ભાવે રે;
પિતાંબર પહેરીને ચાલે, ઇંદ્રાસન ડોલાવે રે.

ફરી ફરી તેનાં તેજ બાહ્ય લક્ષણો તેનું ધ્યાન ખેંચે છે. સૂક્ષ્મ વર્ણન કે ભાવ કે વ્યક્તિવૈવિધ્ય નરસૈયાની ધ્યાનમાં આવતાંજ નથી.

૪

ભાગવતમાં આપેલા રાસનો અનુવાદ રચતાં રચતાં તે પદો વધારતો જાય છે અને ધીમે ધીમે એમાં રાધાકૃષ્ણનો નવો પ્રસંગ પણ તે લાવી દે છે. એટલામાં એક આવે છે ને તે નરસૈયાનું ધ્યાન ખેંચે છે. તેનું વર્ણન પહેલાં તો તે સામાન્ય રીતે કરે છે. પણ પછી તેની કલ્પના ખીલે છે:

લાડકડી લડસડતી ચાલે, માગ સહુ રે સોહે રે.
... ... ...
લડસડતી લહેકા કરે રે, મોરલીએ મન હરતી રે:
નયણે નીર વેહ નેહ જણાવે, ચંચળ નયણે જોતી રે.

એ સુંદરી સુકોમલ દીસે છે, પણ 'મેદની ધમકતી ચાલે છે ને ડગલે ડગલે દેહી નમાવે છે.

લહલકીને લટકે ચાલે, મુખ મધુરું મધુરું બોલે રે;
અનેક સુંદરી સુંદર દીસે, પણ નહિ કોય એને તોલે રે.

એ નિલાંબર ને ચંપાવર્ણી ચોળીમાં શોભતી 'ઘુંઘટડામાં ગર્વ ધરેલી' ગજગમનીનું વર્ણન નરસૈંયો ફરી ફરી કરે છે. પછી એ ગોપી હિંમતથી આગળ વધે છે, અને,

શામળીયા કરકંઠ ધરીને, વનિતા વિલસે રે;
વૃંદાવનમાં જુવતી-જીવન જોડું સુંદર દીસે રે.

આમ રાસમાં કૃષ્ણ પહેલીવાર આકર્ષાય છે. 'પ્રગટી પ્રીત પરસ્પર.'

ક્ષણું એક વહાલો વેણુ વજાડે, ક્ષણું એક મધુરું ગાય રે;
શામા સાથે સ્નેહ ધરીને, બીડે હૃદયામાંહ્ય રે.

રાધાકૃષ્ણને નાચતાં જોઈ નરસૈયો કહે છે:

નાર નાચે સંગ નાથ તે સ્વર ભરે, તાલ મૃદંગ રસવેણું વાજે;
અણુસારા કરતી શામળા સન્મુખે, માનની મુખ ઘણો મચ્છર છાજે.

પછી,

નાથ નાચે શીર મુકટ તે ઝળકતો અબળા આલાપીને મધુર ગાયે.
નેપુર કીંકણી શબ્દ સોહામણા, કર ધરી કામની તાલ વાએ;
... ... ...
નરસૈંયાને મન આનંદ વાધ્યો ઘણો, નિરખતાં નાચતાં જુગલજોડી.

અને—

નાચતાં, નાચતાં નયણે નયણાં મળ્યાં, મદભર્યા નાથને બાથ ભરતાં;
પ્રેમદા પ્રેમસું અધર ચુંબન કરે, પિયુ સંગ પરવર્યાં અબલબાળા.

પછી તો કામની સંગ કૃષ્ણલીલા માંહિ ટળવળ્યો ને 'મન્મથે માન મુકાવ્યું.'

નાચતાં નેહજડ લાગી રહી, ગાએ ગોપી ગોવાળ રે.

અને,

પ્રેમદા પીઉને અંગમળા, કરે પ્રેમરસપાન રે.
... ... ...
મધરાતે મોહનજી મોહ્યા, માનની સાથે રે
નાના ભાત રમે મહારસીયો, હસી હસી બીડે બાથ રે.

પછી શું જોઈએ?

સાહેલડીને સાન કરીને, વહાલો વૃંદાવન ચાલ્યો રે;
*જૂગતાજૂગતું જોડી દીપે તે, વાહલે હાર હૈયાનો ઘાલ્યો રે.*

નરસૈંયો હર્ષમાં પોકારે છે :

ધનધન જૂવતી ધન એ જીવનજી, વૃંદાવનમાં મહાલે રે;
ધનધન નરસૈંયો તેણુ સોહાગી, રંગરેલ રસ નિહાળે રે.

ધનધન હરિસંગ વિલસે પ્રેમદા.
... ... ...
ધનધન ઉરપર મહાલે મુરારિ;
નરસૈયાંચા સ્વામિપે જાઉં બલીહારી.

પછી,

પરવશ પ્રેમે ભરાણી શામલડી
... ... ...
શામલિયાની સેજે આવી, ઉલટ અંગ ન માએ રે;
... ... ...
રીઝવીઆ સેજડીયે શામા, વહાલાને વશ કીધો;

બીજી ગોપીઓ હાંફલીફાંફલી કૃષ્ણ રાધાને શોધવા ફરે છે. એક કહે છે :

આંણી વાટડીએ ગયા વનમાળી રે, બાઈ મારી બેહનડીયાં;
કોણે દીઠડો હોય તો દેખાડો રે, સખી સાહેલડીઆં.

બીજી કહે છે :

આ જોની આ કેનું પગલું, પગલે પદ્મતણું એંધાણું;
પગલાં પાસે બીજું પગલું, તે રે સોહાગણુ નૌતમ જાણુ.

એમ—

ચાલી ચતુરાં સરવ મળીને, વનમાં ખોળે નંદનો લાલ.

પણ માત્ર એકલી એક સાહેલડી મળી;

ધૂતારાનાં લક્ષણ જોજો, ગયો એકલડી મેલી.

નાથને ન દીઠો એટલે બધી પાછી આવી. પણ,

બાળલીલા કીધી તેવારે, પ્રગટ્યા હળધરવીર.

પછી સર્વ શામા મળી રાસ આરંભે છે. સુરીનર ફરી જે જે કરે છે અને કવિ ઉચ્ચારે છે :

ગોપીમાં હું તો નરસૈયો, પ્રેમસુધારસ પીધો રે.

૪

પછી તો સામાન્ય રાસ ચાલે છે.

કોણ રસ ઉલટ્યો, તીર જમુના તટે,
વાજાં વાજે બહુ જુથે;
બાંહે કંઠે ધરી, ગાય પ્રેમે કરી,
મેળવતાં નેણ ને માન રાચે.

તાલ મૃદંગ વેણા વંસ વાજે, ઝાંઝરનો ઝમકાર રે.

—અને હર્ષઘેલો ભક્ત પોતાની પ્રશંસા કરે છે :

દિવટીઓ રે દિવટીઓ, નરસૈયો હરિનો દિવટીઓ;
પૂર્વ પ્રીત ધરી મન માંહે, તો રસનાએ રસ ભરીઓ.
... ... ...
મનગમતું ભોગવતાં ભામની કરે નેણના ચાળા રે;
નરસૈયાનું પુરુષપણું રે જાણ્યું ગયું તેણી વેળા રે.

ફરી ફરીથી નરસૈયો એનું એ ગાય છે.—

થેઈ થેઈ કરે, અગણિત અંગના, ગોપીગોપી પ્રત્યે સોહે કહાન;
ઝાંઝર નેપુર કટી તણી કીંકણી, તાલ મૃદંગ રસ એકતાન.

સુરિનર મુનિવર પુષ્પવૃષ્ટિ કરે છે; શંકર હસે છે:

ચકિત થયાં ત્યાં વનનાં પક્ષી, નાદ સણી શ્રવણે;
ધન નરસૈયો ઊભો નીરખે, સદાશિવ શરણે રે.

અને છેલ્લી વારે નરસૈયો ઉચ્ચારે છે :

ધન્ય ધન્ય વૃંદાવનની શોભા, ધન્ય રે રૂડો આસો માસ રે;
ધન્ય ધન્ય કૃષ્ણ તણી જે લીલા, ધન્ય ગોપીયોનો રાસ રે.

... ... ...

ધન એ ગોપી ને ધન એ લીલા, ધન એ રાસ રમાડે રે;
ગોપીશ્વરની કૃપા થકી રે, નરસૈયો તાલ વજાડે રે.

## પ્રકરણ ત્રીજું

### ઘેલી ગોપી

નાનપણથી નરસૈયામાં સ્રૈણનો અંશ તો છે જ. શંકરનું પદ બનાવતાં પણ એણે પાર્વતીની મનોદશા ખીલવી હતી. પણ જ્યારે એણે રાસ જોયો ત્યારે, પલવાર, પોતે સ્રી છે એવો એને ભ્રમ થાય છે:

પુરુષ પુરુષારથ લીન થયું માહરું, સખીરુપે થયો ગીત ગાવા.

પણ એમાં નવાઈ શી ? મોટા ભક્તો ગોપીભાવે જ કૃષ્ણ ભજતા એણે સાંભળ્યા છે. ભાગવતમાં પણ ગોપીભાવે જ કૃષ્ણ ભજવાનું કહ્યું છે.

એ રાસનો સ્વાદ તો શંકર જાણે કે જાણે શુક જોગી રે;
કોઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈયો ભોગી રે.

એને તો ખાત્રી છે કે એના પર શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા છે; કારણ કે એ સખીભાવે એને ભજે છે. રાસમાં પણ એ ફરી ફરી આ વાત સ્પષ્ટ કરે છે:

ગોપીમાં હું તો નરસૈયો, પ્રેમ સુધારસ પીધો રે.

વળી કહે છે,

નરસૈયાનું પુરુષપણું રે, વીસર્યું ગયું તેણી વેળા રે.

એની આ મનોદશા સ્થિર થવા લાગી. એ પોતાને ગોપી સમજીને પદો ગાય છે.

'ચાતુરી છત્રીશી'માં એ ગાય છે કે 'સખી રુપે નરસૈંયો નીરખે' કારણ કે—

ભામનીમાં ભળી ગયો, જેમ સાગરમાં રતન.

'સુરત સંગ્રામ'માં પણ એ વાત એ નથી વીસરતો. વૃદ્ધાવસ્થામાં જ્યારે જ્ઞાન પ્રગટે છે ત્યારે પણ એ જ વાત એ પ્રેમથી સ્મરે છે :

જે રસ વ્રજતણી નાર વિલસે સદા, સખીરુપે તે નરસૈંયે પીધો.

એટલે રાસ જોઈ આવ્યો ત્યારથી તે મધ્યાવસ્થા બેઠી ત્યાં સુધી પોતે સખીભાવે હરિ મળ્યા એ વાત એના મનમાં ઘર કરી રહે છે.

૨

આ વાત સ્મરણપટમાંથી ન ખસી તેનું પરિણામ એક એ આવે છે કે એની મનોદશા ગોપીની થવા માંડે છે. જ્યારે રાસ યાદ આવે અથવા હ્રદયમાં ઊર્મિનો સંચાર થાય કે તે ગોપી બની બેસે છે, અને પ્રેમઘેલી સ્ત્રીની માફક પદો બનાવે છે. એ જ રીતે એ ભક્તિ કરે છે. એ જ પ્રકારે એના ભગવાનનાં એ સ્મરણ કરે છે :

લક્ષ્મીનાથની નિત્ય સેવા કરું,
સાધુનો સાથ જ્યાં આવે ધાઈ;

આણી દયા મન ભાવશું વીનવું,
લેય પ્રસાદ કિરતન ગાઈ.

અને કીરતન કરતાં એ નવાં નવાં પ્રેમભક્તિનાં પદો રચે છે અને લટકાં કરી ગાય છે. એના હૃદયમાં ભરાઈ રહેલી કામવાસના કૃષ્ણ પર ઉભરાઈ ઉભરાઈ ઢોળાય છે.

આ દશા બહુ વર્ષ પહોંચે છે, અને ત્યાં સુધી એ પોતે ગોપી બની રહે છે. ગોપી, તે ચૈતન્યના જેવી સૂક્ષ્મ તલસાટભરી નહીં; મીરાંના જેવી માર્દવથી છલ્લોછલ્લ નહીં; પણ, એના જ શબ્દોમાં, 'આહીરડી માતીતાતી' જેવી; સ્થૂલ વિલાસની ભુખી, ઝાઝા સંસ્કાર વિનાની, ધૃષ્ટ ને મર્યાદિત રસિકતાવાળી ગોપી. અને એનાં સંસ્કાર અને ઊર્મિઓ શૃંગારમાલામાં એ પ્રતિબિંબિત કરે છે.

રાસ વર્ણવતાં એને આત્મલક્ષી ઉભરા થઈ આવે છે, અને ગોપી બની તે પોતાના ભાવ દર્શાવે છે:

વાંસલડી વાઈ મારે વહાલે, મંદિરમાં ન રહેવાય રે;
વ્યાકુલ થઈને વહાલાને, જોવા શું કરું ઉપાય રે.

પછી જમુનાં જલ ભરવા જાય છે, પણ પાછળ શામળીઓ આવે છે:

શાન કરીને હું સાંચરું ત્યાં, પાતળીયો પાછળઆવે રે.

એ ગોપીને તો એટલું જ જોઈએ છે—

કંઠે વિલાગી કહાનજીને, અધર અમૃતરસ પીધો રે.

અને તે પ્રશંસાલુબ્ધ બને છે:

કંદર્પ કોટ સરીખો દીસે, દીસંતો નહાનડીયો રે.

અને પછી આટલી બધીમાં કેક સરસ પંક્તિઓમાં તે ચંદ્રને ઉદ્દેશે છે :

દીપકડો લઈશ મા રે ચાંદલિયા, સ્થિર થઈ રહેજે આજ;
વહાલોજી વિલસ્યો હું સાથે, લોપી સઘળી લાજ.
... ... ...
રખે જ્યોત તું ઝાખી કરતો, પીઉડે માંડયું હાસ્ય.

તે હર્ષથી ઉચ્ચારે છે :

પ્રાણનો પ્રાણ તે, આજ મુજને મળ્યા;

વળી કહે છે :

ધનધન દહાડો આજનો, અને પ્રેમ ઘણો મારા નાથનો.
... ... ...
નરસૈંયાનો સ્વામી અતિ ઉદાર, રંગભર રમણી કરે વિહાર.

થયું. આમને આમ એની ઊર્મિકથનની સારીગમ પૂરી થાય છે.

એને પહેલાં કૃષ્ણ મળ્યા તે યાદ આવે છે.

આણે મારગડે જાતાં, એણે શેરીયે સામું જોયું;

અને જેવારે 'ઘુંઘટ આઘો તાણ્યો તેવારે મન મોહ્યું.' ખરી વાત છે—

જેને જેશું પ્રીત જ હોયે, તે તે સામું જોયે રે.

પછી તો વાલાજીને કંઠે વળગી, મંદિરમાં તેને લાવે છે:

પ્રેમ ધરી બેસાડીયો મે, સોવ્રણ પાટ ઢળાવી રે,
વહાલા કેરું વદન નીહાળી, ભામલડે હું ચાલી રે.

પછી, આરતી ઉતારી, ગાય દોહીને દુધ કાઢે છે, ને સરસી સાકર ભેળે છે....

ફરી એ મળ્યા :

> જમનાને તીરે રે હરિ સામા મળ્યા રે,
> મસ્તક બેલડીયાનો ભાર;
> નરસૈયાનો સ્વામી રે, બાઈ મને ત્યા મળ્યો રે,
> વહાલે મારે પ્રેમે લડાવ્યા લાડ

પછી શું બન્યું તે એ સખીને કહેવા બેસે છે:

> માભઠ બહેની વાતલડી, મીઠામા અતિ મીઠી રે,
> જુમના પાણી હું ગઈતી, તહા નદકુવરે દીઠી રે.

એ આગળ આવે છે, પગમાં આંટી ઘાલે છે એ કહે છે :

મારા વાહલા એમ જોર ન આણો, અમો અબળા તમો માટી રે

અને જવાબમાં,

અધર અમૃતરસ ગ્રહીને દાબી, મારી નવલ પટોલી ફાડી રે.

એ ગોપીભાવે ફરિયાદ કરે છે :

> કેમ જાઉ જળ જમુના ભરવા, વાસલડીએ વેધાણી રે,
> કામણગારો નેણ નચાવે, લટકે હુ લોભાણી રે

પણ ફરીયાદ તો માત્ર કહેવાની જ. એનુ હૈયું ફુલી આવે છે. ગર્વથી પ્રણયી પોતાનો પ્રેમ પોકારે છે જેને જાણવું હોય તે ભલે જાણે—

> વરિયો, કૃષ્ણવર મે વરિયો, બીજો તો હું નવ જાણુ રે,
> સાસરીયામા સાદ પડાવુ, નણદીનો ભે ન આણુ રે.

... ... ...

ગાજે ઢોલ વગાડતી હીંડુ, શામળીયા શું પઈ સાર્યું રે.

જેને પ્રેમ સ્પર્શ્યો છે તે કદી સુખું રહી શકયું છે? તેને તો ગગનમાં પોતાના પ્રણયનો પ્રતિશબ્દ જ સાંભળવો ગમે છે. એની રાત પણ નીરાંતે જતી નથી. સુતામાંથી તો એ ઝબકીને જાગે છે—

જાણે મારા વહાલાજીને કંઠે વિલાગી.

પછી તો નિશ્ચય જ કરે છે :

આંખલડીથી ન કરું અળગો, મારો જીવનપ્રાણ રે;
રુદયા સરસો બીડી રાખું, શામળિયો સુજાણ રે.

એ જઈને કૃષ્ણને નિમંત્રણ દે છે—

આવની સુંદર શામળા, તારી આંખલડી અણીઆળી રે.

પછી શું કરશે તેનો વિચાર કરે છે :

વાત રસાલી કરતા મારા, પીઉશું સરવસ સોંપી રે;
રજની રંગભરી રમતાં, મનનું ગમતું કરશું ગોપી રે.

... ... ...

મહારા વહાલાજીને સાથે, મળશું માન નીવારી રે.

એના કોડ સ્ત્રીહૃદયના છે. પછી તો નાનાવિધની સેજ એ સમારે છે.

વાટ જોતાં એને કૃષ્ણની આંખનું સ્મરણ થયું :

લોચન એનાં રે, ન તુલે કોઈ આવે.

શું કરવું? એની આંખો એવી છે!

લોચન માંહે કાંય કામણ ભરીયું, તે તો હું નેહશું રે કરીયું રે;
કેમ કરી મંદિર જાઉં મારી સજની, મારું મન એણે હરીયુ રે.

૪

પણ હજી કૃષ્ણ આવતા નથી ને પ્રણયઘેલી ગોપી અધીરી થાય છે:

આવો રે અલબેલા વાહલા, મોહન મારા રસીયા રે;
આવડી વારે તમે ક્યાંદાં રે લગાડી, કોને તે મંદિર વસીયા.

એટલામાં તો—

વહાલોજી આંગણીએ આવ્યો, વેણુ ધુમધુમ વહાતો રે.

અને,

આવતો વહાલો દેખીને, ફુલી અંગ ન માઉં રે.

પછી તો મોહન મંદિરમાં વિલસે છે. એણે તેને ભાવે ભોજન કરાવ્યું અને સરવસ સોંપ્યું. 'શામળીયાને જાણું રખે કોય જાણે રે.'

પણ પ્રેમ ઈર્ષ્યાખોર છે. પેલી ખીજી સાંભરે છે:

સાચું બોલો શામળિયા વહાલા, કહોને ક્યાં ગયા'તા રે;
... ... ...
હમણાં હેત ઉતાર્યું હરજી, પેલી નવલ નારશું મન મોહ્યું રે.
તમો વિના અમે તલસિ મરિયે, તોલ તમારૂં જોયું રે.

અદેખાઈ પ્રેમની પરિસીમા છે તેનું ભાન થાય છે. કૃષ્ણ ભલેને ના કહે, પણ પારકી પરના પ્રેમનાં ચિહ્ન એને દેખાય છે.

આજ ઉજાગરા, અંગ આળસ ભર્યાં,
માહરે મંદિરે . કેમ આવ્યા;
ભુવન ભૂલ્યા અવર ભામની ભોગિયા,
સાથ સાહેલડી શે ન લાવ્યા.

આ બધી નીશાનીઓ રહી. કહો તો ખરા—

પરમ પુણ્યવતી કોણ તે સુંદરી, તમ સંગતે નાથ રજની જાગી !

એવા પ્રણયીને તો શિક્ષા જ ઘટે :

તમ સાથે નહીં બોલું મહારા વહાલા, પ્રીત જાણી પાતળીયા રે.

પણ કરવું શું ?

તસ્કરનો લઈ છેડલો ગ્રહિયે, જુડડાબોલાને શું કહીએ રે;
ઘણા ઘરનો જે હોયે પરણ્યો, તેહનું મન સ્થિર ન હોય રે.

પણ કહો તો ખરા,

એ તો નવલ નારી કોઈ દીસે રે.

પણ કૃષ્ણ તો નટરાજ. એ તો મુંગા બેસી જાય છે. વાહ ! અબોલડા શે લીધા ? કોઈ કામણગારીએ કાન ભર્યા કે શું ? પણ કૃષ્ણ તો બોલતા જ નથી. હાય હાય !

મારો નાથ ન બોલે બોલ, અબોલા મરીયે રે;
હું કયમ કરી વેઠું વિજોગ, હવે શું કરિયે રે.

કે નહીં. એને રસ્તો સુઝે છે. કૃષ્ણ છેડે અડકે છે. વાહ !

છેડલો ન તાણ મારા છાલનો, છેલપણું મેલ મારા વાહાલા;
અમોને આહીરડા નાર પીંઢારી, ને તુંને લોક કહે વ્યભિચારી.

... ... ...

હા રે તમે વળગો મા વિઠ્ઠલરાય, હમે નહિ તમારાં રે.

કૃષ્ણ હવે તકરાર પતાવવા માંગે છે. વારુ, પાણી તો પાઓ, પાણી !

નહિ પાઉં પાણી રે, જાઓ હરિ નહી પાઉં પાણી;
અમને તો અણગમતાં કીધાં, કીધી કુબજા પટરાણી રે.
અમને દેખી હરિ આંખ મીંચો છો, તે શેને રોષ મનમાં આણી;
અણગમતીનું હરિ નામ શીદ લીધું, કીધી મનગમતી રાણી રે.

પણ ગુનેહગાર કબુલ કરતો નથી એટલે ગોપી તેને શિક્ષા દેવા બેસે છે:

પલંગ પાયે તને કુસુમમાળા વડે,
બેહુ કર બાધ્યો લાજ લોપી;
માહરે મંદિર થકી કોણ મૂકાવશે,
શું કરશે સહુ ગોક્ય કોપી.

તું વનમાળી કહાવે, હું કુસુમ વનવેલડી,
નીર નિત સીંચતો કાં આરોપી;
ભમર જાએ ફુલ, ફુલ મકરંદ વશ,
કમળમાં હેત ન રહ્યો રે રોપી.

કૃષ્ણ કૈં ગાંજ્યા જાય એવા છે ?

સાંભળો કામની કૃષ્ણ કામી કહે,
તાહરા મંદિર થકો નહીં જાઉં;
અવર કો નાર નહીં તુજ સારખી,
જેહને ફુલ કરી હું બંધાઉં.

માન તું માનની, માન માગી કહું,
નહીં તજું મંદિરમાં બોલ દીધો.

ગોપીને બીજું શું જોઈએ ? આખરે કહેવાઈ જાય છે:

રંગ લાગ્યો મને તારો, રંગીલા, રંગ લાગ્યો મને તારો;
જનમોજનમ શામળીઆ વા'લા, સંગ ન છોડું તારો.
... ... ...
રજની થોડી ને રંગ ઘણેરો, જોબન જાએ.

પછી—

વાત કરતાં વહાલ જણાવી, કર ગ્રહી તાળી દીધી રે;

ને—

ઉરપર લીધો શામળીયો રે, હું માનેતી કીધી રે.

પણ વખત તો ચાલ્યો જાય છે. ગોપી ચંદ્રને ઉદ્બોધી કહે છે:

ખંમખંમ રે ચાંદલા મા કરીશ વહાણું;
મારા પ્રાણજીવન ઘેર આવ્યા રે.
... ... ...
હું તને વારું કુકડલા રે, રખે વહાણું પ્રકારી રે.

સવાર પડી ને ગોપી જાગે છે. બાપ રે!

પ્રાત થયો પ્રાણપતિ, ઇંદુ ગયો આથમી,
કાં રહો [illegible]
નાથ કુડો બાથમાંથી, મુજને [illegible]
શું કર [illegible]

આ જુવો અરુણ, પુરવ દિશા ઉગિયો,
તેજ તારા તણાં ક્ષીણ દીસે;
શબ્દ સોહામણા, સાવજા ઓચરે,
વચ્છ ધેનુ ઘણું ઘેર હીસે.

જા રે જા. કૃષ્ણ જવાબ દે છે:

સુણો તમો નારી, અમો બ્રહ્મચારી, અમને તે કોઈ જાણે રે.

નફટને શું કહેવું ?

આખરે સખીભાવ છોડી નરસૈયો સુરતમુદિતા ગોપીનું વર્ણન કરે છે:

હરિસંગમથી હરખી રાધા, નિજ મંદિર ભણી ચાલી રે;
ચરણ સાર્યું જોયે ચતુરા હસીહસી, મુખ પાલવ રહી ઝાલી રે.

એના વિના કેમ રહેવાય ?

વાહલાને વછોડી રે, દિન મારો કેમ જશે રે,
મનમાં મોટી વિમાસણ થાય;
મેં ના રહેવાય, હરિમુખ જોયા વિના રે,
બાઈ મારે એક પલક યુગ જાય.

... ... ...

ચંદ્ર વિના શી ચાંદની રે, દિવડા વિના શી રાત;
હરજી વિના શી ગોઠડી, મારે જવું સામળીયા સાથ.

... ... ...

એના વિણ,—હું તો વ્યાકુળી રે—
તેણે દુર્બલ થઈ છે રે દેહ.

જમવાનું પણ ભાવતું નથી:

જમતી વેળા રે, જીવણ મુજને સાંભરે,
ત્યારે મારે કંઠે ના ઉતરે અન્ન;
ત્રિકમજી જોવા રે, હું તો તરફડું રે,
ત્યારે મારું તપીને ઉઠે રે તંન.

ઘેલી મુને કહે છે રે, ઘરમાં ઘરધણી રે,
બાહેર વગાડી કહે છે લોક;
નરસૈયાચા સ્વામી રે, જ્યારે મુજને મળે રે,
ત્યારે ટળે મારા હૈયાનો શોક.

કુંજનો કલ્લોલી રે, કહાનજી કાંહાં ગયો રે;
જેની સંગે રમતાં, રજની જાય.

નરસૈયાની વિરહોર્મિ એની પાસે આ સુંદર પદ ગવડાવે છે. ઘણા આવું અનુભવશે. કોઈક જ એની ભાષામાં આવું ગાઈ જશે.

બીજે દહાડે સુખ કૈં છાનું રહે?

સાંભળ સખી આજની વાતડી, માજમ રાતડી હું રે જાગી;

... ... ...

દીન જાણી કરી સેજ આવ્યા હરિ, વળતાં વિલસતાં સ્નેહ ભાગે.

સખીનો મીજાજ જાય છે. એને પણ અદેખાઈ થઈ આવે છે:

આવડો શો આસંગો રે, બાઈ તારે શામળિયા સાથે,
કાંઈ એક એને અક્ષતે મેલ્યા, મંત્ર ભણીને માથે રે;

... ... ...

નાનું સરખું રમકડું કીધું, નાના નાચ નચાવે રે,
નરસૈયાનો સ્વામી નાનકડો, વણતેડયો ઘર આવે રે.

વારુ. ગોપી બીચારી ઘેર આવે છે. કામબાણ ઉર લાગે છે. પાછી રાત પડે છે.

રોતી રોતી રયણી સઘળી જાગી રે.

... ... ...

ક્ષણ આંગણે ક્ષણ મંદિર આહે, ટોડલે ઉભી રહું;
માહરા મનની વાતલડી રે, પિયુ વિના કોને કહું રે.

નરસૈયાનો સખીભાવ હદ કરે છે:

ગોપી પણ મદમસ્ત છે. એને પોતાની મસ્તીનું સ્મરણ થાય છે—

હજી ન ધરાયો રંગ તે રમતાં, ચાર પહોર નિશા નિકર નિર્ગમતાં;
અધર સુધારસ પીજીપીજી પાધિ રે, કેસરી કામને મેં પુંકડી ન દીધી રે.

માને કંટાળો આવે છે. આખો દહાડો આ શું માંડયું છે? ગોપી રોકડો જવાબ દે છે: મા, મને વારીશ નહી. આડી આંખ કાં દે છે? મને જદુનાથ ભણી જવા દે. જેમ તેમ કરતી તે સુઈ જાય છે.

સ્વપ્નમાં શામળા સંગ પરણી.

... ... ...

ચાર વેદ કરી, ચાર ફેરા ફરી, શ્રી હરિએ મારો હાથ ઝાલ્યો.

... ... ...

થાળ કુમકુમ ભરી, મોડ મસ્તક ધરી,
જશોમતી સાસુને પાય લાગી;
નરસૈયાચા સ્વામીને, સંગ રમતી હતી,
એટલે ઝબકીને હું રે જાગી.

હવે દુ:ખનો કાંઠો કયાં ? તે ગંદ્ગદ્ કંઠે યાચના કરી રહે છે :

પરણીને પારકે, હાથ શું ભાળવી, લજ્યા ન આવી રે કંથ તુજને;
અવપી કોટિ અપરાધ હોય શામળા, મ્હેલ મન આંબળા રાખ મુજને.
ફેર ગ્રહો કાનજી, કોય મુકે નહીં, મન ધરી માવજી મયા રે કીજે;
જેમ જેમ જામનિ જાય રે જાદવા, તેમ તેમ પાતકી મન ન રીઝે.

આખરે તે નીસાસા નાંખી રહે છે,

જેને જે શું પ્રીત બંધાણી, તે દીઠા વના ન રહેવાય;
નરસૈંયાચા સ્વામી વના દહાડા, ક્ષણું વરસ સો થાય.

આમ નરસૈંયો વર્ષોનાં વર્ષો સુધી પ્રણયની સારીગમ ઘુંટયા કરે છે. એનું પુરુષપણું ખરે જ અલોપ થઈ ગયું છે. ગોપીભાવ એને સરલ થઈ પડયો છે, ને એ ભાવ કેળવવામાં જ એને મોક્ષ દેખાય છે. એ ભાવમાં સંસ્કારી સ્રીનું શરમાળપણું નથી; પણ મસ્ત ને ધૃષ્ટ સ્રીની પ્રેમવિહ્વલ મનોદશા દરેક પદમાં જુદો પ્રસંગ રચવા મથે છે, અને દરેક પ્રસંગમાં માનવહૃદયની ઉંડી ઊર્મિઓ સમાવે છે. પણ સંકલના એને સાધ્ય નથી. ગમે તેમ કોઈ ને કોઈ ઊર્મિ સુંદર રીતે એ મુકે છે, ને એવી રીતે ગુજરાતીમાં એક અદ્દ્ભુત પ્રણયગીત રચે છે.

એનામાં ચૈતન્યનો સૂક્ષ્મ તલસાટ નથી, સૂરદાસનાં ભાવવૈવિધ્ય ને ભાષાનો પ્રભાવ નથી, મીરાંની મૃદુતા ને સુરુચિ નથી. અને છતાં અંગત ઊર્મિનો તલસાટ એ પોતાની વિલાસી કલ્પનાદ્વારા બતાવ્યે જાય છે.

# પ્રકરણ ચોથું

## કવિ

### ૧

નરસૈંયાની વિલાસી મનોદશા ઘણાં વર્ષો પહોંચે છે. જુવાની ઉતરી એ આધેડ વયનો થાય છે ત્યાં સુધી જીવનનો ક્રમ તો એનો એ જ ચાલ્યો જાય છે—

નિત્ય સેવા નિત્ય કીર્તન ઓચ્છવ, નિરખવા નંદકુમાર.

અને 'જે રસ વ્રજની એ ગોપીએ પીધો' તે હૃદયની ઊર્મિઓ ગાઈ ગાઈ, પીધા જ કરે છે. ઘેર ખાવા તો મળે ત્યારે; પણ હરિની ઇચ્છાનો સંતોષ તો ખરો જ. ઘેર સુંદર સાધ્વી છે તેને પણ એ જ સંતોષ છે.

નરસૈંયાને હરિગુણગાન એ માત્ર એક ટેવ નથી પણ જીંદગીનો પરમ પ્રબળ જુસ્સો છે. એની કીર્તિ ધીમે ધીમે ફેલાય છે. ગાંડો ગાંડો પણ અજબ હરિજન છે. રોજ સાધુનો સાથ પણ આવવા લાગે છે; અને બધા કીર્તન ગાઈ પ્રસાદ લે છે. એનાં પદો પણ લોકપ્રિય થવા લાગ્યાં છે. ભાઈ-ભાભી એનું નામ છોડી દે છે, નાગરો ઠઠ્ઠા મશ્કરી કર્યા જ જાય છે: નરસૈંયો એમની પ્રતિષ્ઠા પર કલંકરુપ છે.

૨

આ જ સમયમાં એ 'વસંતનાં પદ' ને 'હીંડોળાનાં પદ' પ્રસંગવશાત્ રચે છે. ખરું જોતાં શૃંગારમાળાના જ બંને તણખા છે; એ જ ભાવ અને એ જ ભાષા બંનેમાં છે. પણ આમાં એક વસ્તુ દેખાય છે. રાસ નજરે જોયા કરતાં, કાવ્યદૃષ્ટિએ જોયો હોય એમ કવિને લાગતું જાય છે. વસંતનાં પદ લખતાં કાલ્પનિક દર્શનનો ઉલ્લેખ કરે છે.

વસંત ઋતુ વૃંદાવન માંહે,
કુલ્યો ફૂલ્યો ફાગણ માસ;
હરખે હરજી હોળી રમે છે,
ત્યાં જુવે નરસૈંયો દાસ.

'કૃષ્ણ કથા નીરખે નરસૈંયો' એમ લાગતું જાય છે. એ પછી 'ચાતુરી ષોડશી'માં રાસ કેમ જોયો તેની વાત કહેતાં, 'રાસ સહસ્રપદી' ની માફક આંખે જોયો એમ કહેવાને બદલે, દિવ્ય ચક્ષુએ જોયો એમ કહે છે:

અનાથ હું ને સનાથ કીધો, પાર્વતીને નાથ;
દિવ્ય ચક્ષુ આપ્યાં મુજને, મસ્તકે મેલ્યો હાથ.

અને 'શામળદાસના વિવાહ'માં સત્ય વકતા નરસૈંયો એને 'સાચું સપન' કહી દે છે.

૩

જુવાનીનું જોર ઉતરતાં આત્મલક્ષી તલસાટ ઓછો થાય છે અને નરસૈંયો સ્વાસ્થ્ય મેળવે છે. પણ એની કલ્પના રાધાકૃષ્ણમાં જ રમ્યાં કરે છે, અને નવા નવા પ્રસંગો

ઉપજાવે છે. માત્ર અંગત તલસાટનાં ઉતરતાં પાણી એની પરલક્ષી કાવ્યશક્તિ જગાડે છે અને તે એક સ્વતંત્ર કાવ્ય 'સુરતસંગ્રામ' રચવા બેસે છે.

રાધાકૃષ્ણ વીશે ભાષામાં ભાગ્યે જ કોઈ સ્વતંત્ર કાવ્ય હતું; સામાન્ય રીતે કવિઓ સંસ્કૃત કાવ્યોને આધારે કાવ્યો રચતા હતા. પણ ગોપીભાવ અનુભવતાં, નરસૈયાની કલ્પનાસૃષ્ટિમાં એક રાધા ઘડાઈ છે;—ધૃષ્ટ વિલાસી, 'માતી તાતી આહીરડી,' શામળાની સ્વામિની ! એનું ચિત્ર એ દોરવા બેસે છે, અને ગુજરાતી સાહિત્યમાં પહેલીવાર પ્રતિભાશાળી સ્રીનું જીવંત ને સુરેખ વ્યક્તિત્વ તે સર્જે છે. એ કાવ્યમાં નરસૈયો પોતાની ભાષાની હતી તેટલી સમૃદ્ધિ વાપરી દે છે. એ જયદેવની સ્પર્ધા કરે છે, અને તેના 'ગીતગોવિંદ'ની ઝમકના અનુકરણમાં ભારોભાર ઝમકના પ્રયોગો લાવે છે. 'ગીતગોવિંદ'નું અદ્દ્ભુત પદલાલિત્ય ને ભાષાનું માધુર્ય સંસ્કૃત મહા કવિઓને દુષ્પ્રાપ્ય હતું તો બીચારા નરસૈયાથી તેનું અનુકરણ કેમ થાય ? પરિણામે ઝમક આણતાં શબ્દ ને અર્થ બંને ઘણી વખત બગડે છે. કોઈક ઠેકાણે તો કવિતના જેવા શુષ્ક ને કર્કશ રણકારથી તે આખા પદનો રસ ચુંથી નાંખે છે.

પણ આ કાવ્ય રચવાની ધૃષ્ટતા દીન નરસૈયાને ખુંચે છે: એને પોતાની અશક્તિનું તીવ્ર ભાન છે—

> જે રૂપ [illegible], [illegible]
> [illegible];
> '[illegible] ગિરા વિષે, કાવ્ય કરું લેશ,
> ગાય દિસે ને જેમ તીર લાગે,

તેમાં કવિ કવિ નહિ, વાત કંઈ નવિ નહિ
ભક્ત અનુભવી નહીં રે આગે.

વળી—

હરકનો સહુ સુણી, કાવ્ય જોયે ભણી,
મતિ સહુ સહુ તણી જોડી જોયું;
આ નરસૈં અનાથ, કીધો હરે નાથ,
સાધો મુજ હાથ ને કષ્ટ ખોયું.

આમ સંકલ્પવિકલ્પ કરતો નરસૈંયો કાવ્ય રચી કાઢે છે.

ગોપીભાવ અનુભવી અનુભવીને નરસૈંયો રાધાનો દાસ થઈ રહે છે અને લાડથી કૃષ્ણને પણ ચીડવવા, ઉતારી પાડવાની ધુન એને થઈ આવે છે. કૃષ્ણ બહુ મોટા ખરા. આ કર્યું, તે કર્યું ખરું. નરસૈંયો એની સેવા કરે એ પણ ખરું. પણ આખરે તે, 'સુરતસંગ્રામમાં હારિયો વામમાં!' હવે આવી જાઓ!

આભ ઉંડળ ભરું, અવળું વર્ણન કરું,
હું હવે નવ ડરું, પક્ષ છોડું!

જેને જે કહેવું હોય તે કહો—પણ—

નરસૈંયો મૂઢમતિ, કો કહે અલ્પમતિ,
પણ હરિ હારિયો હારિયો સત્ય ભાખું!

આ ભગવાન જોડે લાડ કરવાનો, તકરાર કરવાનો અધિકાર શુદ્ધ ભક્તિ અનુભવતા જીવોનો છે તે નરસૈંયો કેમ જવા દે?

૪

વસંતના ભોરમાં, વિહંગના સોરમાં;
સ્વામિની ચાલી મધુપુર વાટ.

એ 'ત્રિભુવન મોહિની 'એ દશ સખી દાણ માટે રાખી છે. એટલામાં શબ્દ ગેબી થયો. સ્વામિની કહે, જુઓ અલિ! દાણી આવ્યો. કેમ કરીશું? સખીઓ કહે એના ડરાવ્યા અમે નહી ડરીએ.

ત્યાં દાણી તો આવીઓ, દશ સખા લાવીઓ ને કહ્યું : 'જાવ કયાં ચોરટી કાઢી બાનું.' શબ્દ હલકા સુણી, રાધિકા સાક્ષાત્ રુદ્રી બની, અને કાનીને જકડયો. પણ તે છટકીને છુટયો ને ગોપી પર રુઠયો, અને મુઠીઓ વાળીને વામા સાહી.

ગોપિકાઓએ વ્યૂહરચના રચી; અને નિર્દય નારીઓ દશમો દાણીયો, જે કાણીયો હતો, તેને બહુ મારવા બેઠી.

એટલામાં નંદજી આવ્યા અને ગોપી ને ગોપ સંતાઈ બેઠાં. પણ તે ગયા ત્યારે પાછાં ભેગાં મળ્યાં. રાધા ને કૃષ્ણે પછી હોડ કરી. જે હારે તે તનું દાસ થાએ અને ચૈત્રની પૂર્ણિમાની ક્ષપાએ મળી યુદ્ધ કરવું એમ નક્કી થયું. જતાં જતાં રાધાએ વિચાર્યું પ્રિયતમ વિસારશે, હેતને હારશે? હાય! એ રુઠે તો તો પ્રાણ જાય.

પછી જ્યારે સહસ્રરશ્મિ ગયો, ને હિમરશ્મિ થયો ત્યારે સર્વ ગોપીઓ ટોળે મળી. 'આવી ત્યાં રાધિકા, સકળ કર્જ્જ સાધિકા;[૧] ' અને અજીત્યાને જીતવાનો વિચાર કરવા લાગી.

૧ સકળ કાર્ય સાધિકા.

રાધિકા બોલિયાં, મનમાંહે ડોલીયાં,
એ કપટીની સાથ હું દ્વંદ્વ જોડું.

'ક્રોધાંત થઈ ભાખતી, શૂરપણું દાખતી' બાલાએ કમળ-કરે એક પત્રિકા લખી. પણ હવે લઈ કોણ જાય? 'તાં અન્ય કોનું ગજું, તાં થાય નરસૈયો રજુ.'

અને તેને ગોપીકા કહે છેઃ–

લઈ વિષ્ટિનું પત્ર, જાની તું રે તત્ર;
ગોપ ગોપેશ, જ્યાં થાય ભેળાં.

નરસૈયાનો હરણ હાથમાં રહે?

નરસૈયો ચાલીઓ, મનમાં માલિયો;
જે કૃષ્ણ સહસ્રથી નહી રે બીયો.

આટલો નરસૈયામાં ફેર થયો છે. એ માત્ર દીન ભક્ત થઈ નથી રહ્યો. પણ લાડકડો, ફટવેલ કુટુંબી જન થયો છે; દૂતિ નહીં તો દૂત તો ખરોજ. આ વખતે પુરુષ પુરુષાર્થ-લીન નથી થયું. આ ઉમરનો ફેર!

કહાને આ વાત સાંભળી. વેણુ વાઈ એટલે સર્વે સભા મળી. કૃષ્ણજીએ ભાખ્યું : કહો તો ગોપી સન્મુખ થઈ નમીએ.

ગોપોએ ઉત્તર દીધો : 'જાવજી જાવજી એ શું ભાખ્યું' નારીને કોણ લેખે? દાઉજીએ 'તોલ મન તોલિયાં' અને કહ્યું :

સ્ત્રીનીએ જશ નહી, હારે અપજશ સહી;
બાંધિયા સર્પને બચવું શેમાં!

એટલામાં નરસૈયો આવ્યો અને ગોપીઓએ એને ચારે પાસેથી પકડયો. 'ચોર છે' એવા શબ્દ સુણી બીચારો ત્રાસ્યો. કૃષ્ણે મુકાવ્યો. નરસૈયો કહે :

> ધિક રે ધિક્ધિકારપે' બળ દાખે...
> જેણે પુરુષ કર્યો, ભાર ભૂપર ધર્યો;
> તમ થકી તો ભલી હોય નારી !
> દૂત માર્યા તણું, માન મળશે ઘણું;
> શત્રુ હવે નિશ્ચે શરણ થાશે.
> કેહ નરસૈં નકી, દાસ માર્યા થકી,
> બરદિયા તાહેરું બરદ જાશે.

કૃષ્ણ આવવાનું કારણ પુછે છે. દૂત પણ ધૃષ્ટ જવાબ દે છે :

... ... ...

> કહાના, પત્ર વાંચીને તું શરણ ધા રે;
> 'દાસ નરસૈં કહે ચિત્ત ચારુ ચહે,
> તો લુડતો લુડતો શરણ જા રે.

સુદામાએ પત્ર વાંચ્યો. રાધાએ લખ્યું હતું :

> અબળમાં બળ નહિ, એમ ધારીશ નહિ,
> જો જો ચડિએ ઓળીયા શર કેવા ?
> પુરુષ જે દેવતા, નારીને સેવતા,
> પ્રસન્ન થઈ છોડીયા એની નારી
> એ અમો એક છું, છોડને ટેક તું !—

અર્વાચીન સ્ત્રીઓનો ગર્વ અર્વાચીન છે એમ કોણ કહી શકે ? પત્ર વંચાઇ ગયો એટલે નરસૈયાએ પણ પુષ્ટિ આપી:

નારીને જીતવી, એહમાં બીતિ શી,
એવુ ધારીશ નહીં, કહાન કાળા.

'માટે સિદ્ધાંત ત્યાગ, દાંતે તરણું લે, હાથ બાંધી શીર પર સધડી મુક ને હે ગોપીરાજ ! નરસૈયા સંગ ચાલ.'

'શું બોલે છે ? જીવતા જા અને કહે કે જે કાલ કરતી હોય તે કરની આજે.' નરસૈયાએ છેલ્લી ચેતવણી આપી:—

સમજ કંઈ છેલડા, ગર્વ તજ ઘેલડા,
સિંહથી સિંહણી હોય માતી;
સર્પિણી સર્પથી, અશ્વિની અશ્વથી,
તેમ છે આહિરડી માતી તાતી.

'હું તો જાઉં છું પણ તમે હારી રોશો.' એ ગયો. બલરામે હાક કરી ને જાણે રામનું સૈન્ય હોય તેમ કહાનનું લશ્કર ગાજ્યું.

નરસૈયાએ ગોપીઓને ખબર કરી. ગોપીઓએ શસ્ત્ર સજી સિંહનાદ કર્યો—

બ્રહ્માંડને ચીરિયુ, વિયતને પૂરિયું,
સિંહનાદે ફાટયાં સપ્ત ખેવા.

સામું ગોપોએ ગર્જના કરી, અને વિષ્ટિકાર શોધ્યો—.

સંગી નહીં સ્વામિનો છે રે કોઈ ?

'કૃષ્ણ ભજતાં જેણે નાર ખોઈ' એવો જયદેવો, મુદિત મને ઉઠયો અને તેની જોડે કૃષ્ણે વિષ્ટિ મોકલી. કૃષ્ણની

પ્રીતિમાં નરસૈયાનો સમભાગી હોય તો જયદેવ. જયદેવે ગોપિકાઓને સમજાવવા માંડી. 'તમે લઢો શા કારણે ? કાનાનું બલ અમાપ છે. આપ એવાં છો નહિં. હારી જવે તમે શું રે કરશો ?'

રાધિકા દમમાં બોલી :

જા અલ્યા જા ગુણ ગાન કરતો.
... ... ...
અલ્યા, આદિ દેવી અમો, ભામરા સૌ તમો,
કહો બીજ પૃથ્વી વિણ ક્યાંહી જોશો ?

રાધા ખરેખર સ્વામિની બની જયદેવ બીચારો મોહપાશે પડયો. 'દગ ચમકમાં ડુબિયો વિષ્ટિ કરતાં,' ને આખરે પાછો પડયો ને કહ્યું :

નાથજિ ! નાર માને ન બાનું.

કૃષ્ણે કટક સજીને પંથ લીધો—

સૈન્ય જે ગોપનું ચાલ્યું ઓપતું,
ને સમે સમ શ્રહ યુદ્ધ કરતાં;

સામેનું લશ્કર પણ તૈયાર થયું.

સુદિન બહુ માનિની, મધ્ય લઈ સ્વામિની
શુકન રુડાં લખી શૂરી થાતી.

'ક્યાંય વિચિત્રતા હોય આવી ?'

સામ સામે તહીં, આવી મળ્યાં સહી;
લશ્કર ગોપી ગોપેશ કેરાં.

શ્રીકૃષ્ણે મકરાકૃતિ વ્યૂહ રચ્યો. રાધિકાએ નાગાકૃત વ્યૂહ સન્મુખ સજ્યો. ફરી તેણે મુખ મરડી નરસૈયાને બોલાવ્યો—

કહે જઈ કૃષ્ણને, ત્યાગી દે તૃષ્ણને;
સ્યામલા, સ્વાંગ આ શો મચાવ્યો !

આજ્ઞા લઈ પછી તે કૃષ્ણને જઈ મળ્યો ને કહેવા બેઠો:

શરત લજાવિયુ, રાધિકે કાંવિયું,
વાંક છે તાહરો, કાંઈક છે માહરો;

અન્યને દુઃખ કેહ કેમ છાજે ?

માટે,

આપણ બે મળી, યુદ્ધ કરવું ભળી,
હાર ખાએ તેનો પક્ષ લાજે.

દ્વંદ્વ કરવું હોય તો મારી જોડે આવી જાય. આખરે,

કૃષ્ણ કહે દાસ તું, રાધિકા પાસ તું,
જઈ કહે યુદ્ધ માટે રે આવે.

રાધા તૈયાર થઈ. કૃષ્ણ પણ તૈયાર થયા. પણ બળદેવે ન માન્યું. ' શૂર વિણ સૈન્ય નહીં', સૈન્ય વિણ શૂર નહીં.' અને લશ્કર આવી લાગ્યાં—

ઉન્મત્ત ગોવાળિયા, હારમાં હાલિયા,
પાળિયા જઈ કરી પાણ સાતા;
ખેંચતા પકડતા, પેંચતા ઝકડતા;
રગડતા રામાને ગોપ માતા.

અને એ તો રહ્યો સુરતસંગ્રામ. એટલે નરસૈંયાની વિલાસાકાંક્ષાને ઝોક મળ્યો. ગોપો મસ્ત બની 'વસ્ત્ર અલવ્ય સમસ્ત લુટે'—એવી સ્થિતિ કરવા લાગ્યા. બે ત્રણ પદોમાં તો નરસૈંયો સંસ્કૃત કવિઓના શૃંગારને પણ વિસરાવવાનો પ્રયત્ન કરે છે.

એટલે,

> મર્યાદને લોપીને, દુઃખી કરી ગોપીને,
> ધોપીને ધાઈ રણુ બીચ રાધે;
> દૃગઅસિ સજ્જ કરી, ઢાળ ઉરની ધરી,
> ભ્રૂવ શરાસન બિચ શરને સાંધે.

ભયંકર ને અવર્ણ્ય અસી શસ્ત્ર લઈ રાધિકા 'ગોપની માંહિ ધાઈ.' અને,

> શરતણા મારથી, હારિયા મહારથી;
> અડગ અચળ પડયા મહીની માંહી.

એટલે, કૃષ્ણ વારે ધાયા—

> નાથ અનાથનો, ગોપના માથનો,
> વાહરે આવી ચડયો કૃષ્ણ કામી:

બાળા પડી ગઈ; રાધાએ જહીં તહીં શોક દીઠો. એટલામાં તો શર વાગ્યું. અને,

> રાધે પડી ધર્ણમાં, નહિ કોઈ શર્ણમાં;
> પૂર્ણ કરવા તહીં ગોપ ધાતા.

પણ એટલામાં તો તે 'સિંહણી પેર ગાજી,' ને આહીરોમાં તીર મુકયું. અને—

ઉરમાંહિ લાગતાં, ઉન્માદન વાગતાં,
ભાગતા આહીરાં, આંહી તાંહી;
કૃશ થઈ કૃષ્ણજી, ત્યાગી દઈ તૃષ્ણજી
ભ્રાત આદિ પડયા મહિની માહી.

ગોપો બધા ધરણે ઢળવા લાગ્યા. એટલે,

દુઃખ જોઈ દયાળ, ધરી વિજયમાળ,
અલિ રાધે સંભાળ, કહી શ્રોણિ સાહિ.

અને,

સિંહના કર વિષે, મૃગલિ જેવી દીસે,
તેવી અબળા દીસે યુદ્ધ ટાણે.

પણ રાધા છટકીને છુટી ગઈ, અને સામી આવી અને 'કોપીને પકડીઓ કૃષ્ણ કામી.' પણ એ પાછી 'સપડાઈ ગઈ સ્વામિની.' પછી પાછું તુમુલ યુદ્ધ થયું, અને રાધિકાને ગોપીઓએ છોડવી.

રાધાએ પાછા આવી હલ્લો કર્યો, અને શર છોડયું; 'અને હરિતણા હાથમાં, લાગિયું બાણ લાલિત્ય હરતું.' ગોપોમાં ભંગાણ પડયું. કૃષ્ણ મૂર્ચ્છિત થયા, અને ગોપોએ તેમને લઈ નાસવા માંડયું. નરસૈંયો રાધાને માટે ખબર લાવ્યો: 'અવિધાર જાય રામ હરતો.'

પાછળ,

ઉલને ઊવની, બોલતી રાધિકે યુદ્ધ છોડે.

'પકડવા કૃષ્ણને રાધા ધાઈ.' પણ સુદામો રામ અને કૃષ્ણને લઈ વ્રજમાં ચાલી ગયો.
અને ગોપીઓ ચાલી,

કરકંત નિશાન, કરંત કંઈ તાન,
  બહુ મનમાં માન આણી રે માની.
બીનના વાદથી, હરખના નાદથી,
  વિવિધ સિંહનાદથી વેગ વાલી.
એમ ગીની ગોપેશને, ગર કરી દેશને,
  ભણની હરહર હરિપદ નીહાલી.

આખરે સ્વામિનીએ 'નીર રે લજવિયાં નર કેરાં.'

૫

આ જ સમયમાં, પણ પ્રણયના જુસ્સાપર કલાદષ્ટિની સત્તા સ્થપાઈ ત્યારે નરસૈંયો બે ચાતુરી રચે છે: 'ચાતુરી ષોડશી' અને 'ચાતુરી છત્રીસી.' બંને એક પ્રકારનાં છે, બંનેમાં શૃંગારમાલાનાં પદોનું પુનરાવર્તન છે, અને ઠેકઠેકાણે 'ગીતગોવિંદ'નો અનુવાદ છે. પણ એ બેમાં અને ખાસ કરીને 'ચાતુરી છત્રીસી'માં નરસૈંયાની કવિત્વશક્તિ ખીલે છે. એનાં બધાં કાવ્યો કરતાં એમાં પદોની સુસંબદ્ધતા અને ભાષાનું લાલિત્ય વધારે સુંદર રીતે એ લાવી શકે છે. વસ્તુ એની એ છે, ભાવ એના એ છે, ભાષા પણ ઘણે ઠેકાણે એ જ છે.—રચનામાં કલાત્મકતા વધારે છે.

કુંજનું સુંદર વર્ણન તે આપે છેઃ—

કુંજભુવનમાં વિહાર કીધો, ત્યાં હંસ સારસ શુક ઘણા;
નવપલ્લવ ત્યાં લતા તરુવર, પુષ્પ નાનાવિધતણાં.
ત્રિવિધ મંદ સમીર શીતલ, તરુણી તનયા તીર;
ત્યાં મહા મનોહર સેજ સુંદર, રચી હલધર વીર.

વિલાસમાં પણ આ કાવ્ય સુંદર છેઃ—

એક વાત અનોપ આજુની
મારો નાથ નિર્લજ હું લાજુની
… … …
કામ કળા કરી કામને જગાડીયો
અતિ હર્ષથી વહાલાને હસાડીયો.

અને એક સુંદર ઊર્મિગીતની પંક્તિઓ પણ એમાં જ એ રચે છે :

મારી વિનતડી અવિધાર, નારી નીહાળી રે;
મારા નાથ તણો અપરાધ મ જોશો વાળી રે.
… … …
હરિ આપીશ જમણે હાથ, જાણે તેમ કરજે રે;
તારા મનમાં હોયે મોદ, તેમ ઉર ધરજે રે.

ન દુભાય નાથ લગાર, તેમ આચરજે રે;
તુજ પાસેથી ક્યાંહી નુ જાય, એમ અનુસરજે રે.
… … …
[illegible] અંગે તણો [illegible], [illegible] નમે;
તેહતણા મનોરથ પૂર્યા, અવર [illegible] રમે.

હું માગું મોહન આજથી, મુને તમારી કરી થાપીએ;
નરસૈંયાને કરો કરુણા, ભવસાગરનો ભય કાપીએ.

તૃષાર્ત વાસનાના મેઘથી ભરેલી ઊર્મિસરિતા એના પ્રેમઘેલા હૃદયમાં ઉદ્ભવે છે અને એના ક્ષુદ્ર જીવનની સપાટી ફાડી શુદ્ધ ભક્તિ રુપે બહાર આવે છે. વિકટ સંયોગોના રોકાણથી વહેણનું બળ વધે છે. ભાભીનાં મહેણાંથી, ભુખથી, કલ્પાંતથી એ પ્રવાહ માઝા મુકી, કલ્પના-તરંગોથી શ્રી કૃષ્ણની રાસલીલાને પોતાના જુવાળથી ઘેરી લે છે. નદી આગળ વધે છે. વર્ષો પર વર્ષો સુધી આગળ વધતાં એનું પ્રાબલ્ય 'શૃંગારમાળા'ના ભાવવૈવિધ્યના તરંગોથી તે ભરપૂર સાગર સમું બની રહે છે.

રાસ જોઇ તે નારી રુપ બને છે અને કલ્પનામાં જોએલા શ્રી કૃષ્ણને હૃદયના વિલાસી રસનો અર્ઘ્ય આપે છે. 'સુરતસંગ્રામ'માં તો તે કવિ જ છે. એમાં કાવ્ય લખવાનો પ્રયત્ન છે તે એ કબુલ કરે છે. એમાં ગુંગળાતી ઊર્મિનો બાધ નથી. ગોપી વિષ્ટિકાર દૂત બની સંતોષ માને છે. 'ચાતુરી છત્રીસી'માં દૃષ્ટિ વધારે કલાવાળી ને ઓછી આત્મલક્ષી બને છે.

મળવા બેઠા! અને વળી રહેવાને ઘર નહીં, ને સાધુઓ ભેગા કરી બાયલાના ચાળા કરી નાચે ને ગાય! આ તે નાગરનાં લક્ષણ? કેટલીય પેઢી બુડાડી? ને તેમાં અપભ્રષ્ટ ગિરામાં પદો લખે! આપણે તો સંસ્કૃતનાં ખેરખાં! એ તો હલકા હોય તે એવું કરે. નાગરના ગર્વનો લવલેશ છાંટો નહીં, ને કોઈની પરવા નહીં! આમ નાગરોના તિરસ્કારને પાત્ર નરસૈંયો, પ્રણાલિકાઓ તોડતો પોતાને માર્ગે જાય છે. એને કોઈની પરવા નથી, અને છતાં એને અભિમાન નથી.

નરસૈંયો કવિતામાં રાધાકૃષ્ણ જોડે લાડ કરી ધૃષ્ટ થયો છે, પણ સંસારમાં એની સરલતા અને દીનતા તો જેવી હતી તેવીજ રહી છે. હરજીએ એકવાર એને શ્રીકૃષ્ણના દીનભક્ત તરીકે ઓળખાવ્યો હતો. એ દીનતા એણે જીવનમાં કદી ત્યાગી નથી. શ્રીકૃષ્ણ મળ્યા તેથી એનું માથું ફરી ગયું નથી; ઉલટો એ વધારે દીન બને છે, પોતાની અપૂર્ણતાનું વધારે તીવ્ર ભાન કેળવતો જાય છે.

'હરજીએ દીન જાણી' એના પર મહેર કરી છે. ઘેર આવે છે ત્યારે ભાભીનાં મહેણાંને પણ વખાણે છે ને ગાળ ભાંડનારને—

> ધન્ય ભાભી તમે ધન્ય માતા પિતા;
> કષ્ટ જાણી મને દયા રે કીધી.

એમ દીન થઈ ઉચ્ચારે છે. જુદું ઘર લે છે તે પણ ખીજવામાં નહીં પણ 'સુખદુઃખ કરમના ભોગ જાણી.'

સાધુનો સાથ આવવા લાગે છે તે પણ 'આણી દયા મન ભાવશું વિનવું; ખાવા ન મળે તોય' 'હરિની ઇચ્છા'નો સંતોષ લાવે છે. દુઃખ પડે છે તોપણ તે ઈશ્વરને આધીન છે. 'નીપજે સરવથા હોય ભાવી.' અને જ્યારે કવિત્વશક્તિના પૂરમાં 'સુરતસંગ્રામ' જેવું સ્વતંત્ર કાવ્ય લખવા પ્રેરાય છે ત્યારે પણ 'દોષ દરિયાવ'નું એને ભાન થાય છે. પોતે કોવિદ નહિ, ને વાત કૈં નવી નહિ, ને ભક્ત અનુભવી નહિ, એ હૃદયના ઉદ્‌ગાર કાઢી પોતાની દીનતા કબુલ કરે છે. અને પોતાની અકિંચન અવસ્થાનો ઈશારો કરે છે :

> વાસ વસવા નહીં, સાધન પાસ નહીં,
> (વળી) કૃષ્ણનો દાસ થઈ ઉલટ ભણવું;
> નાગરવટ નહીં, કંઈ ખટપટ નહીં;
> એક ધરી હઠ હરિગાન કરવું.

ઘર નથી, પૈસા નથી, નાગરો જેને પ્રતિષ્ઠા કહે છે તે નથી. સંસારની ખટપટ આવડતી નથી. ઢોંગ, રીતુર' દુનિયાદારી પણ આવડતાં નથી. પણ આ મુશીબતોમાં પોતાનું શીશ તે ઇષ્ટ દેવતાને ચરણે મુકે છે. એનાં ગીતોમાંથી એક જ ધ્વનિ નીકળે છે. હું તો માત્ર કૃષ્ણનો દાસ છું. લોકોની ટીકા ગમે તે હોય, દુઃખ ગમે તે પડે, પણ જીવન ધરી મારે એક જ હઠ છે. હું તો હરિગાન કર્યા જ કરીશ ! 'सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज' એનો એને સાક્ષાત્કાર થવા લાગ્યો છે. એના સ્વામી

શીવાય એની પાસે બીજી સમૃદ્ધિ છે નહિ; અને બીજી જોઈતી પણ નથી.

આ દીનતા એ છેલ્લે સુધી રાખી રહે છે.

૩

એના ન્યાતિલા કરતાં લોકોના હૃદયમાં એની ભક્તિ અને દીનતાએ વાસ કરવા લાગ્યો છે આને પરિણામે નરસૈયાનું ટાણું સાચવે એવા એને મિત્રો થયા છે.

બીજો પ્રસંગ થોડાં વર્ષો પછી આવ્યો. દીકરો શામળ મોટો થયો.

> દ્વાદશ વરસ વીતી ગયાં કુંવરને,
> કામની આવીને ઉભી પાસે.

ઘર તો મોટું છે, પણ છીએ નિર્ધન. વિવાહ કેમ થશે ? નરસૈયાને તો એક જ જવાબ મુખ પર આવે છે:

> ધ્યાન ધર કૃષ્ણનું રાખ મન કૃષ્ણ શું,
> સાર કરશે નરસહીંવારો સ્વામિ.

મદન મહેતો વડનગરમાં રહે છે. ને રાયનો અધિપતિ છે. સારો માણસ, ઘેર નારી પતિવ્રતા છે ને નાગરી નાતની રીતે ચાલે છે. તેને એક સુતા છે. તે આઠ વર્ષની છે. 'રુપ કન્યા તો તે જાય દીઠું.' બાપ દિક્ષિત ગોરને બોલાવે છે.

> કન્યાસમય વહી જાય પુત્રી તણો,
> ખોળી લાવો,વર, જોગ નારી.

દિક્ષિતજી વહેલમાં બેસે છે, સેવક સંગ લે છે, અને શીઘ્ર જીરણગઢ આવે છે. નાગરી નાતના સરવ આવી મળે છે. એ બહુએ છોકરાઓ જુએ છે પણ એનું મન માનતું નથી, અને

પાછા વળી તતખર થયા ચાલવા,
બેસવા વાહન સજ્જ કીધું.

નાગરોનો મીજાજ ગયો. એવી મોટી મદન મહેતાની કુંવરી તે આટઆટલામાં કોઈ છોકરો આંખમાં જ ન આવ્યો! ઠીક છે.

નષ્ટ ત્યાંહાં નાગરી, કાધી ત્યાં ઠેકડી;
નરસહીંયાનું નામ પ્રસિદ્ધ લીધું.

અને નરસૈયાનાં બહુ વખાણ કરે છે.

દિક્ષિત મન લક્ષ્યાવિયું નાગરે, ધાઈ મહેતા તણે ઘેર લાવ્યા.

બેઠા હતા તે બધા ઉભા થાય છે, ભલે આવ્યા કહી માન દે છે, અને નમ્રતાથી નરસૈયો દિક્ષિતજીની આગળ સ્વાગતા કરે છે—'આપી આસન ચરણોદક લીધું.'

દિક્ષિત બીચારો ભોળો અને વિશુદ્ધ હૃદયી છે. તે નરસૈયાની સરળતા અને હરિભક્તિથી મુગ્ધ બને છે અને શામળને બોલાવે છે. એને જોઈ દિક્ષિતનું મન લોભે છે.

ધન્ય મહેતા તમો કુળ પાવન કર્યું,
નાગરી નાતમાં રાખ્યું હેતું;
મારું ને તારું માં જગત બુડી રહ્યું,
હરિ વિના વાત તે સ્વપ્ન પીધું.

બંને વિષ્ણુનાં ગુણગાન કરે છે, ભાગવતની ચર્ચા કરે છે. બે હરિજનો એકબીજાની પ્રશંસામાં લીન થઈ જાય છે અને દિક્ષિત આખરે માગું કરે છે. દીન નરસૈયો હરખાતો નથી, અભિમાન ધરતો નથી, પણ એની આંખમાં આંસુ આવે છે.

સુણી ગદગદ કંઠે થયો નરસઈયો,
પાળ્યું વચન જે દીધું શામા;
ઘર જોઈ જેની ધરનાં માગાં કરે,
પૂરશે કોડ તે વચન શામા.

પણ નરસૈયામાં નાગરવટ નથી. એ તો સામું બોલી નાખે છે :

અમો છું રંક ને રાયજી છો તમો,
વિવાહ દીસે રડો ખરચે દામ.

પણ દિક્ષિતજીને લવલેશ ચિંતા નથી. 'જેને માથે લક્ષ્મીનાથ ગાજે, તેનાં તે કારજ કરશે પોતાની લાજે.' એટલે વેવિશાળ થઈ જાય છે. અને 'મનમાં હરખ પામ્યાં છે મહેતી.'

પછી દિક્ષિતજી પાછા વળે છે, વડનગર જાય છે, અને મદન મહેતાને વેવિશાળની હકીકત કહે છે.

વાત કહેતાં નરનારી ઘરણે ઢળ્યાં,
સાંભળી ચટકો ચિત્ત લાગ્યો.
શાંને હે દેવ દુઃખ આમને દર્યું, ગોર બાપાપ થઈ દગો દીધો.

નરસૈયાની કીર્તિ વડનગર સુધી ક્યારની પહોંચી હતી.

નાગર કુરે મળી, સાધુ કીર્તન કરે;
નાગરી ન્યાતમાં થાય હાંસી.

દિક્ષિત ગુસ્સે થાય છે. મહેતી કહે છે કે વિવાહ ટાળો. દિક્ષિત કહે છે કે 'વિવાહ ટાળે તો હું ગળે ફાંસો ઘાલું.' આખરે બધાં મન વાળે છે. શિવની કૃપાથી એણે વૈકુંઠ ભાળ્યું છે. હરટચે મસ્તક હાથ મેલ્યો છે. 'કોટી ડહાપણ છે, એ નથી ઘેલો.'

નરસૈંયાને સમતોલ કોઈ છે નહીં,
નાગરી નાતમાં જોતાં જોડે.

મદન મહેતા પણ કહે છે ચાલો, વૈષ્ણવનો હવે સંગ થાશે ને 'પાતક ભગતને ભેટતાં દૂર થાશે!'

સ્પષ્ટ રીતે વૈષ્ણવ અને ભક્ત તરીકે નરસૈંયો વિખ્યાત થયો હતો.

મદન મહેતો કંકોતરી લખે છે. પત્ર પહોંચે છે ત્યારે—

નરસૈંયે સમર્યા સારંગપાણી.

પણ મહેતી અધીરી થાય છે. વિવાહ તો આવ્યો પણ પૈસા કયાં છે? નરસૈંયાને તો એક જ રસ્તો છે—

શેઠ મમ શામળો સરવથી છે ભલો,
રાખ વિશ્વાસ તે દેશે આણી;
નરસૈંયો નાગર રંક છે બાપડો,
કરશે સંભાળ પોતાનો જાણી.

મહેતીને નથી પણ એને તો પૂર્ણ વિશ્વાસ છે. શામળો જરૂર વારે ધાવાનો. ભક્તવત્સલતાનું બીરદ સાચ-

વવા કેટકેટલા ભક્તની વારે એ ધાયો છે ? ' હજી પરતીત આવતી નથી તુજને ? ' એમ નરસૈયો વેદવાણી ભણે છે, અને દ્વારકાનો રસ્તો લે છે. એને ખાત્રી છે કે ત્યાં જ એનો શામળો વસે છે. તે દ્વારકા જાય છે. અને દહેરાનું શિખર જોઈ નરસૈયાને મન આનંદ વ્યાપે છે. આ વખત એને શ્રીકૃષ્ણનો દરબાર નથી દેખાતો, માત્ર મંદિર દેખાય છે.

પણ તે જોતાં જુનો ભ્રમ નવો થાય છે. કૃષ્ણ આવ્યા ? કોણ આવ્યું ? એજ આવ્યા, એજ હોવા જોઇએ. નહીં તો ઉઠીને આ 'ભક્તને ભેટવા કોણ ધાયે !' એ દીન ભક્તને એ ભાન નથી કે દ્વારકા જેવા વૈષ્ણવના ધામમાં એની કીર્તિથી ઘણા મુગ્ધ થયા છે. જેને એ કૃષ્ણ ધારે છે તે એને કનકના આસન પર બેસાડે છે, પણ એ પોતે તો

પાણ જોડી રહ્યો શીશ નામ્યું.

કૃષ્ણ એને રુકમણી પાસે લઇ જાય છે. તે પણ કહે છેઃ—

ભગત નરસહીંયાની ભીડ ભાગો જઈ,
નાગરી નાતમાં થાય મોટો.

પછી બંને એ ભક્તનું સ્વાગત કરે છે, ખવડાવે છે, પીવડાવે છે, પર્યંકપર સુવાડે છે. શ્રીકૃષ્ણ વીંજણો લઇ સેવા કરે છે. ધન્ય છે ભક્તવત્સલ !

ચૈતન્ય દરિયો જોઇ ઘનશ્યામ જોતા, મયૂર જોઇ મયૂરમુકુટ જોતા. નરસૈયે કોને જોતાં કૃષ્ણને જોયા એમ માન્યું ?

આખરે કૃષ્ણ આવવાનું વચન આપે છે, અને ભકતને વળાવે છે. તે સાથે માણસો પણ મોકલાવે છે. બધાં જુનાગઢ આવે છે, અને રથનો સારથી પાછો જાય છે

પછી તો ઠાઠ રચાય છે. લગ્નની તૈયારી થાય છે. હરિના દાસો વ્યવસ્થા કરવા આવે છે ખાવાનું, વરઘોડો, રથ, વસ્ત્રો બધું હાજર થઇ રહે છે અને નરસૈંયો ' શ્રી લક્ષ્મીકાંત સમરે ' છે.

આખરે જાન નીકળે છે. શ્રીફળ લઈ, આજ્ઞા માગી, શામળ ઘોડે ચઢે છે જાન મળી નગરદ્વારમાં વાટ જુવે, પણ નરસૈંયો તો શામળાને સમરી રહ્યો છે.

' તમ વિના દાસના પ્રાણ તે કયમ રહે. ' આવો, તમારા વિના હું કેમ નીકળું ?

> રંક જાણી પ્રભુ લાજો છો આવતાં;
> નિરધન તોય પણ ભગત તારો.

ગોપાળ! તારું બિરદ નહીં લહે ?

> માત તું તાત તું નાથ નારાયણ,
> ' સ્વજન તું સ્યામળા સરવ માહારે;
> મિત્ર તું માધવા કંથ કમલાવર,
> તુજ વિના નાથજી કોહોને જાચૂ !

એટલે ' રુકિમણી સહિત પધારિયા શ્રીહરિ. '
ને નરસૈયાને દર્શન દે છે;

> અવર બીજું કોઈ દ્રષ્ટે દેખે નહીં
> નરસૈંયો નિરખે સારગપાણિ

ભક્તકવિની કલ્પના આમ સર્જનહારને પણ તત્ક્ષણ સર્જાવે છે. જાન આગળ ચાલે છે અને બાર દિવસે વડનગર આવી પહોંચે છે. મદન મહેતા જાનની ઠાઠનું વર્ણન સાંભળી મનમાં હરખે છે.

> ધાઈ ચર્ણે નમ્યા, વહેવાઈ મન ગમ્યા;
> નરસિંહ મહેતો દિઠા સિદ્ધ સરખા.

પછી એને નગરમાં લઈ જાય છે. મદન મહેતો ગરવાઈ જઈને વહેવાઈની સેવા કરતો ફરે છે. નરસૈયો ગદ્દગદ કંઠે નીરખે છે ને એને દેખાય છે—

> કનકને સિંહાસને કૃષ્ણ બેઠા.

એને તો એક દૃષ્ટિ છે, બીજી છે જ નહીં. ફરી તે પ્રાર્થના કરે છે ને શ્રીકૃષ્ણ રુક્મિણી સહિત ત્યાં પધારે છે અને નરસૈયો ગદ્દગદ કંઠે મૂર્છાગત થઈ રહે છે.

વળી તે પુત્રને પરણાવવા બેસે છે. વરરાજા કલવો ખાય છે. વરઘોડાની વેળા થાય છે. જોશી ઘડી માંડે છે. પણ નરસૈયાને કૃષ્ણ વિના ચાલતું નથી. કૃષ્ણ ફરી આવે છે.

> આજ્ઞા લીધી મેં લક્ષ્મીના નાથની,
> ગદ્દગદ્દ કંઠે હું ઉભો સાંહે;
> પ્રેમ ભરાણો હું ને બોલી તે નવ શકું,
> હાથ સાહી મારો લીધો રદીયામાંહે.

દરેક પળે નરસૈયાને તો એક જ સૃષ્ટિ—એની કલ્પનાની; એક જ સ્વામી—લક્ષ્મીનો નાથ. તેનાં જ કીર્તનમાં તે સદાય

તલ્લીન. તેનાં દર્શન તે છતી આંખે ક્યાં જ કરે. એ શીવાય એને બધું ખોટું.

વરઘોડો ચઢે છે. મધુપર્કનો સમય આવે છે, પણ નરસૈંયો તો બીજું કશું જોઈ શકતો નથી.

કન્યાને સ્વરિન ભણાવતાં તે સમે,
નરસૈંયો ચતુરભુજ રુપ જોયે.

એટલું જ નહીં પણ પલવાર મદન મહેતો પણ આ કલ્પનાની મોહિનીમાં લપટાઈ જાય છે, અને મહેતાજીની જગ્યાએ ત્રિભુવનપાત બેઠેલા જોય છે. કૃષ્ણ અંતરધ્યાન થાય છે અને ગર્વિષ્ટ વહેવાઈ નરસૈંયાને વળગી પડે છે.

પછી જાન પાછી વળે છે. તેર દિવસે જુનાગઢ આવે છે. વરરાજા ઘેર આવે છે અને

અંતરીક્ષ માર્ગે અંતરજામી વળ્યા,
નરસૈંયો રહ્યો તે વાણ જોઈ.

અને આખરે દ્વારકાથી આવેલા ચાર સેવકોને વળાવી દે છે.

શામળદાસના વિવાહમાં નરસૈંયો નવે રુપે દેખાય છે. એનું મુખ્ય લક્ષણ, એની નરી હૃદયંગમ સરલતા આખા કાવ્યને ગૌરવે અંકિત કરે છે. પોતાનામાં કંઈ શક્તિ નથી તેનું તીવ્ર ભાન પંક્તિએ પંક્તિમાં જણાય છે. આ કાવ્યમાં એ ગોપી નથી પણ દયામણો દાસ છે.

ભક્તવત્સલ પ્રભુ બીરદ રાખો સદા;
સંતને સુત પોતાનો જાણ્યો.

સાથે સાથે એને વાસ્તવિક દુનીઆનું ભાન પણ વધ્યું છે. એ દ્વારકામાં સદેહે ગયો. ત્યાં ઉગ્રસેનનો દરબાર નથી પણ રણછોડજીનું દહેરું હતું. માત્ર ત્યાં જે મળ્યા તે કૃષ્ણ જ હોવા જોઇએ એની ખાત્રી એના હૃદયે પુરી પણ એ કૃષ્ણે ચાર વાણોતર મોકલ્યા. એ દૈવી નહોતા પણ જીવતા જાગતા રથમાં આવીને ' નવલ સ્થાનક 'માં ઉતરેલા માણસો હતા. એને ડગલે ડગલે કૃષ્ણનાં દર્શન થતાં, પણ અંતરીક્ષમાં –એની કલ્પનામાં–અને પલવાર માણેક મહેતીમાં કમળા, શામળમાં પ્રદ્યુમ્ન અને કુંવરબાઈમાં રતી દેખાયાં છે. ભગવાન એની વારે ધાએ છે એવી એને અચળ શ્રદ્ધા હતી. પણ દૈવી દર્શન–કાલ્પનિક દર્શન–એ વાસ્તવિક સૃષ્ટિથી નીરાળું હતું એ વિષે એને ભ્રમ નથી. રાસદ્રષ્ટાને એ ખ્યાલ નહોતો. પ્રણયના પ્રથમ નીશામાં પ્રેમી દયિતાની દેવી જુએ અને નીશો ઉતરતાં તેને દૈવી માને એ પ્રકારનો આ ભેદ છે. આ કાવ્યમાં શુદ્ધ ભકિતનો તલસાટ દીન ભકતના કરગરાટમાં પરિણમે છે.

## પ્રકરણ છ ઠ્ઠું

### વૈષ્ણવજન

૧

વર્ષો જાય છે. નરસૈંયાની આધેડ વય ઉતરવા આવે છે ત્યારે એનામાં પરિવર્તન થાય છે. વિલાસી કલ્પનામાંથી શૃંગારના રંગો ફટકી જાય છે અને સ્વભાવમાં જે દૈન્ય અને સરલતા વણાયાં છે તે, વધારે ને વધારે સ્પષ્ટ થતાં, અનુપમ ભાત પડે છે. નિર્મલતાના અવતાર એવા હરિજનને મોહક સ્વરૂપે તે નજરે પડે છે. કીટનો ભ્રમર થઈ જાય છે. શુદ્ધ ભક્ત સંત બને છે.

૨

'સુરતસંગ્રામ'ના સમય સુધી એ ક્ષોભથી મુંઝાતો હતો. 'શામળદાસનો વિવાહ' લખ્યો ત્યારે એનામાં લોભના કૈંક અંશો હતા. એને નાગરી નાતમાં મોટો બતાવવો જોઈએ એવી ઇચ્છાનું એ રુકિમણી પર આરોપણ કરે છે. પણ જેમ એની ભક્તિ નિર્મલ બને છે તેમ એની આત્મશ્રદ્ધા પણ વધે છે.

૩

વૈષ્ણવપદ દુનિયાની પ્રતિષ્ઠા કરતાં ય ગૌરવપ્રદ છે એમ એની પ્રતીતિ થાય છે. અને એની પંક્તિઓમાં પયગંબરી

ધ્વનિ આવવા લાગે છે. નાગરોની પ્રતિષ્ઠાભુખે પ્રેરાએલી ઠેકડીને એ પડકાર કરે છે.

તમે ભલે કહો કે હું તુચ્છ છું, મૂર્ખ છું. પણ મારું વૈષ્ણવપદ તમારી પ્રતિષ્ઠાથી પણ વધારે છે.

ધન્ય જીવીત વૈષ્ણવ કેરું, જે જન હરિગુણ ગાયે રે.

એટલું જ નહીં પણ તમે જેને તુચ્છ માનો છો તેની 'સકળ સભામાં પહેલી પૂજા' થાય છે. તમે કહો છો કે હું 'તાળ કુટી મળી સાધુ કીર્તન' કરું છું; તો તેમાં નાનમ શી? 'છાપાં તિલક કોટે તુલશીની માળા' પહેરું છું. પણ વૈષ્ણવજનનું એમાં જ ગૌરવ છે. અમારો એ ભેખ દેખીને 'જમકિંકર તતકાળ ત્રાસે' છે. અમારો એથી જ જનમ મરણનો ફેરો ટળે છે. મને ને મારા સાધુને તુચ્છ કહો છો, પણ અમે કરીએ એ કોઈ કરી શકે એમ નથી. તમે અમારા સંગથી ભલે શરમાઓ, પણ—

હાં રે તે નર છુટ્યા સંસારમાંહે,
જેને હોય વૈષ્ણવનો સંગ રે;
હાં રે માતા પિતા કુલ તારે વૈષ્ણવ,
તારે પડોશી પરિવાર રે.

પણ લોકો તો આક્ષેપો કર્યા જ જાય છે. આ શું? પ્રેમભક્તિ તે ભક્તિ હોય? બિભત્સ પદો ગાવામાં હરિગુણ હોય? એ તો અધમ માણસનું કામ છે. 'આપણા કુળમાં કોઈએ ન કીધું તે આપણ કેમ કરીયે રે?'

આપણાથી તે એવું કેં થાય?

વેરાગી થઈ નાટક નાચીએ,
　　છાપાં તિલક કેમ ધરીએ રે;
કૃષ્ણ નામની કથા થાય જ્યાં,
　　ત્યાં આપણ કેમ જઈએ રે ?

'દુરમતિયા ડાહ્યા થઈ આવે, શાણા થઈ આમ સમજાવે', તેને નરસૈંયો જવાબ દે છે. 'આપ તો ક્લેશ ને ક્રોધનાં ભર્યાં છો;' જમકિંકરના માર જ્યારે પડશે, ત્યારે આડે કોઈ નહીં આવે.' મારી માફક—

કુળને તજશે ને હરિને ભજશે,
　　સહેશે સંસારનું મેહણું રે;
ભણે નરસૈંયો તેને હરિ મળશે,
　　બીજી વાતે વાહશે વાહણું રે.

જો મહારા વહાલાશું રંગભેર રમીએ તો જપ તપ તીરથથી દેહડી શા માટે દમવી ? જનમ જનમ હરિદાસી થઈને નરસૈંયાના સ્વામીની લીલા નહીં ગાઈએ ?

અમે તો વૈષ્ણવજન. પણ જે વૈષ્ણવજન ન હોય તેનું શું ?

ભક્તિ વિના જે જન જીવે તે ક્યમ કહીએ માનવદેહ રે.

કોઈ વાર આવી જાય છે એને આવા ઉપર પુણ્યપ્રકોપ:—

દેહ ધરીને હરિનો દાસ ન કહાવ્યો,
　　તેની જનનીને ધિક્કાર રે;
નરસૈંયાચા સ્વામીની નિશ્ચય લીલા,
　　બીજા વિવિધ ધર્મ વ્યભિચાર રે.
　　...　　...

કીર્તિ શ્રી કૃષ્ણની જીભથી જે નવ ભણે તે રે મુખે તો દેવશાય તાણું;
હરિને જેણે જાણ્યા નહીં તેહનું કુટુંબ સઘળું કાણું.

બીજા આક્ષેપ કરે છે ત્યારે પોતાના ગોપીભાવનો બચાવ કરે છે:—

સારમાં સાર અવતાર અબળા તણો,
જે ભજે બળિભદ્ર વીર રીઝે;
પુરુષ પુરુષાતન શું કરું હે સખી,
જેથી નહિ માહરું કાજ સીજે.
... ... ...
સ્વપ્ન સાચું કરે ગિરિધર શામળો,
પ્રણમું હું પ્રાણપતિ પાણ જોડી.
... ... ...
મેં ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરવા તણો;
અવર બીજું કાંઈએ ન ભાવે.

૪

પણ નરસૈંયો આવા ઉદ્‌ગારો તો ક્વચિત જ કાઢે છે. ખરું જોતાં દુષ્ટ પજવનારાઓના ક્રૂર વર્તનથી એ જાણ્યે અજાણ્યે નીકળી જાય છે. એ વર્તનથી એનું કોમળ હૃદય ઘવાય છે. એનાં સંસારી દુઃખો વધે છે. એ મુશ્કેલીઓના તાપથી એના જળતા હૈયામાંથી ખરી મહત્તાનું શુદ્ધ કાંચન બહાર આવે છે. નરસૈંયો ધીમે ધીમે ઈશ્વરપ્રણિધાન સેવતાં મહાત્મા બને છે અને પોતાના નિર્મલ હૃદયના ઊંડાણમાંથી સનાતન પ્રેરણાના ઉભરા કાઢે છે.

એની કીર્તિ વધે છે. એ હવે નરસૈંયો નથી. લોકોમાં મહેતાજીને નામે ઓળખાય છે. એ મહાન્ પુરુષ તરીકે પણ સ્વીકારાય છે.

ઘણીવાર મહેતાજી ગિરિનારની તળેટીમાં આવેલા દામોદર કુંડમાં નહાવા જાય છે. હરિનું ભજન કરતા જાય અને આવે, અને શ્રદ્ધાળુ જનો આ વૈષ્ણવજનને પૂજ્ય ભાવે જોઇ રહે.

ઢેઢવરણમાં દઢ હરિભકિત છે. તે રોજ વિચાર કરે છે કે મહેતાજી અમારે ત્યાં કીર્તન કરવા ન આવે ? ઘણા લોકો એમનાં દર્શન કરી કૃતાર્થ થાય છે, અને પોતાને ઘેર એમનાં કીર્તન કરાવી હરિરસ લુંટે છે ને લુંટાવે છે. આપણને એ લાવો ન મળે ? બધા એક વખત ભેગા મળે છે અને મહેતાજી નહાવા આવે છે ત્યારે 'પ્રેમ ધારીને લાગી પાય', અને કર જોડીને દયામણે વચને પ્રાર્થના કરે છે:—

મહાંત પુરુષ અમારી અરજ એટલી,
અમારે આંગણે કરો રે કીરતન;
પ્રેમ પદારથ અમો પામિયે,
વામિયે જન્મ મરણ જંજાળ.

જ્યાં દીનતા, જ્યાં હરિનો પ્રેમ ત્યાં એ 'વૈષ્ણવ પરમ દયાળ'નું હૈયું સ્નેહભીનું થાય છે. એ તો છે સોળમા સૈકાનો બ્રાહ્મણ શિરોમણી, ચુસ્ત નાગર, ઈશ્વરનો લાડકો પુરુષ, વિખ્યાત કવિ ને મહાંત પુરુષ અને પેલા અધમ

ગણાતા અસ્પર્શ્ય છે. પણ એક પલ પણ તે ખંચાતા નથી. એક પલ એમને ભેદભાવ જણાતો નથી. શુષ્ક બ્રાહ્મણત્વનો ખોટો આડંબર ત્યાગી એમના વિશુદ્ધ હૃદયમાંથી દૈવી ધ્વનિ ગાજે છે:

પક્ષાપક્ષી ત્યાં નહીં પરમેશ્વર,
સમદષ્ટિને સર્વ સમાન.

એની વૈષ્ણવદૃષ્ટિ ન્યાતજાત ને સ્પર્શ્યાસ્પર્શ્યની આરપાર માનવહૃદયની નિર્મલતાનું દર્શન કરે છે, અને સમાનતા સ્વીકારે છે. જાઓ આવીશ. 'ગૌમૂત્ર તુલશીવૃક્ષ કરી લીપજો.' આ સંતશિરોમણિ પોતાના કર્તવ્યથી જીર્ણ બ્રાહ્મણત્વનો ઉદ્ધાર કરે છે.

ઢેઢા હરખાતા હરખાતા પોતાને ત્યાં જાય છે, ને ઘેર ઘેર ગરીબો આનંદમાં આવી જાય છે. આપણે ત્યાં મહેતાજી —જેને ભગવાને રાસ દેખાડયો તે—જેને જગત્ પૂજ્ય લેખે છે તે! છોકરાંઓનો મહિનાનો કાદવ ધોવાય છે. સારાં જેવાં કપડાં, મહા પ્રસંગ માટે સંઘરી રાખેલાં, બહાર નીકળે છે. ઓટલાઓ પરથી, શેરીમાં, ઝપાઝપ ગંદવાડો કાઢવા ઢેઢીઓ મંડી પડે છે. આજે અદ્‌ભુત દિન છે. મહેતાજી ઢેઢવાડામાં હરિભજન કરવા આવે છે! એક ઓટલાને લીંપી ગુંપી તેઓ તૈયાર કરે છે. ઢેઢવાડો હર્ષથી ઘેલાં નરનારીથી ઉભરાય છે.

એ આવ્યા 'મહેતાજી, નરસિંહ મહેતા, ભકત હરિના આવ્યા.' અનેક આંખો એકાગ્ર બની એમને જોઈ રહે છે. એ આવે છે. છાપાં, તિલક ને તુળશીની માળે એમનું શરીર શોભે છે. એક હાથમાં પ્રસાદની ટોપલી છે. એમના બીજા હાથમાં કરતાળ ધીમે ધીમે વાગે છે. એમની આંખો વારંવાર વાદળમાં એમના ભૂધરને જોઈ રહી છે. એ હીંડે છે, ધીમે ધીમે ગાતા—

કૃષ્ણ કહો, કૃષ્ણ કહો, વળી વળી કૃષ્ણ કહો,
કૃષ્ણ કહેતાં સહુ સુખ લહિયે.

અને આખો ઢેઢવાડો કૃષ્ણભકિતમાં લીન બની, એમને પ્રણામ કરે છે.

મહેતાજી ઓટલે બેસે છે. તે ઠાકોરજી પધરાવે છે, આરતી કરે છે, ઓચ્છવ કરે છે ને પ્રસાદ વહેંચે છે. અમૃતથી પણ અધિક ગણીને એ પ્રસાદ ઢેઢો ખાય છે. અંધારું થવા આવે છે, ને મશાલો ચેતે છે. મહેતાજી આંખો મીંચી પલવાર એના સ્વામીનું સ્મરણ કરે છે ને આરંભે છે:

કૃષ્ણકીર્તન વિના, નર સદા સુતકી,
વિમળ કીધે વપુ શુદ્ધ ન થાએ;
સકળ તીરથ શ્રી કૃષ્ણકીર્તન કથા,
હરિતણા દાસ જેને હેતે ગાએ.

એ ગવાડે છે, ઢેઢો ઝીલે છે.

ગદ્દગદ્દ કંઠે મહેતાજીનો સંસ્કારી અવાજ ભાવ બદલે છે:

બાપજી પાપ મેં કવણ કીધાં હરી,
નામ લેતાં તારું નિદ્રા આવે;
ઉંઘ આલસ્ય, આહાર મેં આદર્યાં,
લાભ વિના લવ કરવી મન ભાવે.

આખી ઠઠમાં પશ્ચાત્તાપનો તરંગ ઉછળી રહે છે:

દેહ છે જૂઠડી, કરમ છે જૂઠડાં,
ભીડભંજન તારું નામ સાચું.

અને છેલ્લી વારે આંખમાં આંસુ સાથે તે કરગરે છે:

તારી કરુણા વિના કૃષ્ણ કોડામણા,
કળ અને વિકળનું બળ ન ફાવે;
નરસૈયા રંકને, ઝંખના તાહરી,
હેડ બેડી ભાગો શરણ આવે.

અને આખી અસંસ્કાર પણ ભક્તિભીની સભાની આંખમાં પાણી આવે છે.

એકદમ મહેતાજી સ્ફૂર્તિ લાવી ગાય છે:

હરિ હરિ રટણ કર, કઠણ કળીકાળમાં,
દામ બેસે નહીં, કામ સરશે;
ભક્ત આધીન છે, શ્યામસુંદર સદા,
તે તારાં કારજ સિદ્ધ કરશે.

તેમને ભજનની ધૂન લાગે છે. તે બેઠા છે ત્યાંથી ઉઠે છે ને ગર્જે છે:

પામર પલકની, ખબર તુજને નહીં,
મૂઢ શું જોઈને મૂછ મરડે.

એક પછી બીજું પદ તે બોલ્યે જાય છે. કરતાલ વાજે છે. સાથે તાળીથી, મૃદંગથી ઢેઢો સાથ આપે છે. રાસલીલાનું સ્મરણ કરાવતાં મહેતાજીના પગ, ઘુઘરીએ ઘમકતા, ઠમકે છે. ઘડીમાં માનીતી બની, મોહનને મનાવા જતા, એ એમની બાહુલડી હલાવે છે, એમનું મુખ મચકોડે છે, કેડે હાથ દઈ લટકાં કરે છે, સાંઈડાં લે છે. ઘડીમાં હાલરડું ગાય છે. ઘડીમાં કાલ્પનિક પીચકારી વડે રંગ ઉડાડી હોળી ખેલે છે. એમનાં અંગેઅંગ પદનો ભાવ દર્શાવી રહે છે. એમને દેહનું ભાન નથી. એમની ભક્તિના નીશામાં ચકચુર બનેલી ઘેનભરી આંખો શ્રીકૃષ્ણને જોઈ રહે છે. મહેતાજી, શરીર અને જગતનાં બંધન છોડી, સંગીતની પાંખાળી ધૂનપર સ્વારી કરી, ઊર્મિઓ સાથે ઉડતા, પરમ આનંદને પામે છે.

—અને ભક્તિઘેલા ઢેઢો, આ દૈવી આત્માએ પ્રસારેલા પ્રલયજળમાં ડુબતાં, અણુઅનુભવ્યા રસનો આસ્વાદ લે છે.

એક મહાત્માની માનવતા, સંસ્કારના ભેદ વિસરાવી, સનાતન દિવ્યતાનું ભાન બધાને કરાવે છે.

મહેતાજીએ,

ભોર થયા લગી ભજન કીધું,
સંતોષ પામ્યા સહુ વૈષ્ણવ.

૫

પણ રાતમાં જુનાગઢમાં જંગ મચી રહે છે. ઢેઢને ત્યાં નાગર કીર્તન કરવા જાય? કોણ? પેલો ઘેલો નરસૈયો?

નરસૈયો : ભક્ત હરિનો



કરતાલ વાજે છે સાથે તાળીથી, મૃદંગથી ઢેઢો સાથ આપે છે

 [ પૃ ૮૪

હડહડતો કલિયુગ વ્યાપ્યો ! ન હોય; કે ભુલ હશે. અરે, એને મેં જતાં જોયો. હાથમાં છાબ હતી, અને ઘેલા જેવો ગીત ગાતો હતો. શું કહો છો ?

ઘેરેઘેર ને ચકલે ચકલે આખી રાત આ જ વાત થઈ રહે છે. આડંબરી બ્રાહ્મણત્વની અંધારીથી સૂર્ય જોવાને અશક્ત નાગરોના ક્રોધનો પાર નથી. આ શું ? છેક જ વંઠ્યો ? આટલું સહ્યું, પણ આ તો પગના છેડા માથે મુકયા. પંડિતો શાસ્ત્રીઓને મળે છે, પટેલો મુત્સદ્દીઓને મળે છે. હોહો થઇ રહે છે. સૃષ્ટિ શરુ થઈ ત્યારથી કોઈ નાગરે આવું કર્યું નહોતું, કોઈ કરશે એવું કોઈએ કલ્પ્યું નહોતું. શું કરવું ? ન્યાતબહાર મુકો, ગામબહાર કરો.

સવાર પડે છે, અને શેરીએ શેરીએ લોકો ઉભરાય છે. જોઇએ તો ખરા એ કયે મોઢે નાગરવાડામાં પાછો આવે છે ? કે નફ્ટ છે ? 'હરિ જશ ગાય છે ને તાળ વાય છે.' સાથે બેચાર સાધુડા શંખ ફુંકે છે ને મૃદંગ વગાડે છે. જુઓ તો ખરા આ નાગરી નાતનો ફજેતાખોર ! નિર્લજ્જ –દુષ્ટ–અધમ !

પ્રતિષ્ઠિતો સામું મળે છે ને નાક ચઢાવી વાંકું જુએ છે. સ્ત્રીઓ કહે છે: મુઉં બળ્યાનું મોઢું. કોઈ હસે છે; કોઈ ઠીસીયારી કરે છે; કોઈ અપશબ્દ બોલે છે; કોઈ ધુળ ઉડાડે છે; કોઈક ધિક્કારનો શબ્દ કહે છે; કોઈ થુંકે છે.—

હસિ હસિ નાગર તાળીઓ લે છે,
આ શા રે બ્રાહ્મણના ઢંગ !

પણ 'મૌન ગ્રહીને મહેતાજી ચાલ્યા' આવે છે. એટલામાં તે પોતાની શેરીએ આવે છે. જે સગાં વહાલાં મળે છે તે કહે છે: મહેતાજી, આ શું ? ઘરમાં પરિવાર રડે છે. કાકાઓ, મામાઓ લઢવા આવે છે.

કેં શરમ છે ?

નાત ન જાણો તે જાત ન જાણો,
ન જાણો કાંઈ વિવેક વિચાર !

મહેતાજીના અંતરમાંથી દયાનો પ્રવાહ વહે છે : 'આ અધવધરાને શો ઉત્તર દેઉં ?' પણ એ જાણે છે કે ઈશ્વર-ભક્તિથી એની દૃષ્ટિ અને હૃદય જેવાં નિર્મલ છે એવાં આ બધાંનાં નથી. આ બધાંને શું કહેવું ?

જીવતા જન તે તો જમ જેવા જાણવા,
પ્રીત નહી જેહને કૃષ્ણ સાથે.

નરસૈંયો જવાબમાં બધાંને કરજોડીને કહે છે :

વૈષ્ણવ તણો મને છે આધાર.

અરે ! શું આ તે વૈષ્ણવનાં લક્ષણ ? ભ્રષ્ટ તો થયા છો. ઘેર ઘેર રઝળવાં શાં ? અત્યાર સુધી તમારી ભુંડાઈ અમે ખમી, હવે અમે નથી ખમવાનાં. કર્મ નહીં, ધર્મ નહીં ને આ ખોટા ઢોંગ શા ?

નરસૈંયો શો જવાબ દે ? તે કર જોડીને પોતાની દીન વાણી વડે પોતાના હૃદયની નિશ્ચલ આત્મશ્રદ્ધા પ્રગટાવે છે. એના પયગંબરી હૃદયમાંના પડઘા એક પદમાં રજુ કરે છે :

એવા રે અમો એવા રે એના,
તમે કહો છો વળી તેવા રે;
ભકિત કરતાં જો ભ્રષ્ટ કહેશો તો,
કરશું દામોદરની સેવા રે.

એની સેવામાંથી કોણ મને ભ્રષ્ટ કરવાનું છે?

જેનું મન જે સાથે બધાણું,
પહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું,
ઘેર ઘેર હીંડે છે ગાતું રે.

મારા હૃદયની પ્રેરણા એવી છે. ઘેર ઘેર રઝળી ગાવામા જ મને મોક્ષ દેખાય છે. શું કહો છો? એક ભુંડાથી આખો નાગરી સાથ લાજે છે? હા ભાઈ, હા—

સઘળા સાથમાં હું એક ભુંડો,
ભુંડાથી વળી ભુંડો રે;
તમારે મન માને તે કહેજો,
સ્નેહ લાગ્યો છે મને ઉંડો રે.

શું કરું ભાઈ! મારો સ્નેહ તમે નહીં સમજો.

ને હું તમારા કર્મ ધર્મને શું કરું?

કર્મ ધર્મની વાત છે જેટલી,
તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે,
મારા પ્રભુની તોલે ના'વે રે.

હું અધમ છું એમ કહો છો? હું ક્યારે નહોતો? મને ક્યારે તમે સારો ગણ્યો છે? મને મારા વૈષ્ણવજન વિના કોણે વહાલો ગણ્યો છે? જાઓ, ભાઈ જાઓ,—

હળવા કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે.

પણ જાઓ તે પહેલાં આટલું યાદ રાખતા જજો કે આ આડંબર, આ કર્મ, આ અભિમાન જરા પણ કામ નથી આવવાનાં. મારો વિઠ્ઠલો તો ભક્તાધીન છે. જ્યાં હરિજન, ત્યાં તે. એને નથી વર્ણની પરવા ને નથી કર્મની પરવા.—

હરિજનથી જે અંતર ગણશે,
તેના ફોગટ ફેરા ઠાલા રે!

અને ઘવાયેલે અભિમાને કાકા, મામા ગયા. ઠીક છે, ત્યારે મરશે તું. કાકી માસીઓ પણ પાલવ સંકોરી, કટાણે મોંયે રજા લે છે. બાળો એનું મોં!

૬

પણ આટલેથી કૈં વાત અટકે?

ગામના પ્રતિષ્ઠિત માણસો એનો સંસર્ગ છોડે છે. ન્યાતિલાઓ એકઠા મળી વ્યવહાર બંધ કરે છે. કુટુંબીઓ કળકળવા માંડે છે. થોડા દહાડા તો ચારેગમથી ગાજવિજ થયાં જ કરે છે. રોજ ઓચ્છવ કીર્તનમાં આવતા હતા તે પણ દેખાતા નથી. એ બહાર જાય છે ત્યારે લોકો તુચ્છકારે છે, અપમાન કરે છે.

મહેતાજીના સુંવાળા હૃદયને આઘાત થાય છે. તે એના સ્વામીને દ્રૈપદીને ભાવે પ્રાર્થે છે :

વસમી વેળામાં રે વહારે ચડો વિઠ્ઠલા રે,
ધાજો તમે છત્રપતિ નિરાધાર;
અસવારી કરજો રે, ગરુડની ઉપરે રે,
નરસૈંયો વિનવે વારંવાર રે.

એને માથે ગાજતું તોફાન ચાલ્યા જ કરે છે, અને એની કકળેલી આંતરડીમાંથી એ દીન ભક્ત બોધ યાચે છે :

તું તારા બીરદ સામું જોજે શામળા,
ન જોઈશ કરણી હમારી રે.

હું તો હળવા કર્મનો છું. મારી સામું ન જોતો. 'તેલ કઢા જેમ શીતળ કીધી, વેળા સુધન્વાની વાળી' તેમ મારી વાળવાની છે.

અનેક ભક્તો આગે ઉગાર્યા,
સહાય થયા મોરારી રે,
નરસૈંયાના સ્વામી લક્ષ્મીવર,
મોટી ઓથ તમારી રે.

પણ દિવસ જાય છે તેમ મહેતાજીની કીર્તિ ગામેગામ પ્રસરે છે, અને જ્યાં જ્યાં વૈષ્ણવજન હોય, જ્યાં જ્યાં કૃષ્ણભજનની ધૂન હોય, જ્યાં જ્યાં કૃષ્ણભક્તિની આંચ હોય, ત્યાંથી લોકો જુનાગઢ આવવા લાગે છે. મહેતાજીને ચોરે સાધુસંતોની ઠઠ લાગી, કીર્તનની રેલમછેલ થઈ રહે છે.

એક દિન એ આનંદમગ્ન બની ભક્તિની ધૂનમાં આ પ્રસંગનો વિચાર કરે છે, ને જાણે શ્રીકૃષ્ણનો જવાબ હોય હોય તેમ એને મુખેથી પદ નીકળે છે:

અણુ તેડાવ્યો આવું રે,
હું તો તાણ્યો નવ તૂટું;
તમારા પ્રેમની સાંકળીએ બાંધ્યો,
છોડયો ન છૂટું રે.
... ... ...
હુંકારે આવેરો જાવું, તમારે હુંકારે રાચું;
નરસૈંયો જ્હાં ગાન કરે, ત્યાં પ્રેમ ધરી નાચું.

વિઠ્ઠલાએ બીરદ રાખ્યું ખરું!

મહેતાજીએ નાગરોનું જગત ખોયું, અને વૈષ્ણવજનનું જગત પોતાનું કર્યું. અને કાલાંત સુધી એમના જ કીર્તિ-ગાનનું પ્રાયશ્ચિત કરી, અમર રહેવાનું નાગરોને લલાટે લખાવી દીધું.

૭

હવે એ કોઈથી ડરતા નથી. પોતાની અપૂર્ણતા માટે કોઈની દયા યાચતા નથી.

ચારે તરફ વૈષ્ણવજનોથી સંવૃતને, તે પોતાના શુદ્ધ હૃદયની જ્વાલથી વિશુદ્ધ જીવનની આગ પ્રસારે છે. દુઃખ દેતા, ડામ દેતા જગતને એ સાત્ત્વિક જીવનનો નિર્વાણ મંત્ર શીખવે છે:

આપણે આપણા ધર્મ સંભાળવા,
કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામિને સ્નેહથી સમરતાં,
ફરી નવ અવતરે નર ને નારી.

પણ વૈષ્ણવજન તે શું કપાળે શીંગડાં લઈને આવતા હશે ? તમે વૈષ્ણવજન, ને અમે નહીં ? મહેતાજી વૈષ્ણવજનનાં દર્શન કરાવે છે :

વૈષ્ણવજન તો તેને કહીએ,
પીડ પરાઈ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તે,
મન અભિમાન ન આણે રે.

સકળ લોકમાં સહુને વંદે,
નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચય રાખે, તો
ધન્ય ધન્ય જનની તેની રે.

સમ દૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે.

મોહ માયા વ્યાપે નહી તેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી રે લાગી,
સકળ તીરથ જેના તનમાં રે.

વણલોભી ને કપટ રહિત છે,
કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈંયો તેનુ દરશન કરતા,
કુળ ઇકોતેર તાર્યા રે.

આમ એની જીભે પયગબરની વાણી વસે છે. એના વ્યક્તિત્વની કલ્પના કરવી સહેલ નથી આજના ભોગ ને ઐશ્વર્યમાં મશગુલ જમાનામાં વિલાસઘેલા કવિઓ આપણે જોયા છે. કરતાલ લઈને કીરતન કરતા ઘણા હરિભગતો આપણે જાણીએ છીએ પણ આ નરસૈંયાની પીછાણ કરવા, આર્યત્વના ઉંડાણમાં રહેલાં રહસ્ય શોધવાં ને સમજવાં પડે છે.

શુદ્ધ ભક્તિના તોફાની પંથે એ વિચર્યો. પણ એના આત્માનાં પડો ધીમે ધીમે ખરવા લાગ્યાં. 'નરસૈયાચા સ્વામી'નું નિરંતર રટણ કરતાં, તેની મહત્તાનું સતત ધ્યાન કરતાં, એને દિવ્યમંત્ર હાથ લાગી ગયો.

એણે મન, વાણી ને કર્મ શ્રીકૃષ્ણને અર્પણ કર્યાં. તૃષ્ણા ને આશા પણ એને જ ચરણે ધર્યાં. પોતાની ઇચ્છાઓનું જગત ભાંગીને ભુકો કરો એમ કહેવું સહેલ છે, કરવું એ તો કોઈકને જ કર્મે લખાયું છે. નરસૈયાએ તે કર્યું. એણે. પોતાનું વ્યક્તિત્વ એના ઈશ્વરની પ્રબળ ઇચ્છાના વહેણમાં તરતું મુકયું. એ નિરાશી થયો, એ નિર્મમ થયો

આ કીમીયો કર્યો, તેમ એની વિલાસાકાંક્ષા નિર્મળ થતી ગઈ. ભક્તિના રંગો બદલાયા. ગોપીભાવે આદરેલો

પ્રેમ નિઃસીમ બની, મનુષ્યમાત્રમાં એના પ્રણયીને એ જોવા લાગ્યો. એને સકળ જગતમાં એના હરિ વસતા જોયા; અને તેને પોતાના ઉરમાં સમાવ્યું. **यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति**–એ નરસૈયાને મન સૂત્ર નહોતું, ભાવના નહોતી;–પ્રત્યક્ષ પ્રમાણ હતું.

નરસૈયાનો ઈશ્વર એક ઉપયોગી સંરક્ષક નહોતો, સગવડ કરી આપનાર દાનેશ્વર નહોતો. એણે તો ઈશ્વર-પ્રણિધાન સેવ્યું : બધા ધર્મોને છોડી એ તેને શરણે ગયો. એના જીવને સંકુચિત મર્યાદાઓ છોડી. ભૂતમાત્રનો એ મિત્ર થયો. એને મમત્વ રૂચ્યું નહીં. એનો અહંકાર રહ્યો નહીં. એ સમદુઃખસુખી થઈ ગયો. ક્ષમા એને હૈયે વસી. સદાય સંતુષ્ટ, એ ઈશ્વરધ્યાનમાં જ દૃઢચિત્તે રહ્યો. મન ને બુદ્ધિ એણે તેને જ સોંપ્યાં. નહીં લોકો એને દુભવી શકયાં, ન એ લોકોને દુભવવા ગયો. હર્ષ ને ક્રોધ, રાગ ને દ્વેષનાં જંજીરો એણે તોડી નાખ્યાં. એને અપેક્ષા નહીં રહી, ને એને નહીં દુઃખ ડામી શકયું. એ ઉદાસીન થયો. વ્યથા એને સ્પર્શી શકી નહીં. મિત્ર ને શત્રુ, માન ને અપમાન, નિન્દા ને સ્તુતિ એને મન એક બની રહ્યાં હતાં. વ્યાસ ને ખ્રીસ્ત ને ઓગસ્ટાઈનથી, ચૈતન્ય ને ગાંધીજી સુધીના મહાત્માઓના જીવનમંત્રની એ મૂર્તિ બન્યો. જાગતાં ને ઉંઘતાં તે ભગવાન વેદવ્યાસના આ પરમ સત્ય પર એક જીવંત વૃત્તિ રચી ગયો :

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

## પ્રકરણ સાતમું

### અંત

૧

વર્ષે વર્ષે મહેતાજીનો સંસાર સંકેલાતો જાય છે. માણેક મહેતી, કુંવરબાઈ, સામળદાસ એના જીવનમાંથી, પડછાયા સમાં દૂર થતાં જાય છે. ક્યારે ને કેવી રીતે, તેનો જરાય ઉલ્લેખ નથી. કોઈ એક પદ પર અંગત આપત્તિની છાંય આવી જાય છે:

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડીયાં.

વૈષ્ણવજન જલદીથી સાત્વિક આનંદસમાધિને સ્પર્શતા જણાય છે. જીવન તેવું ને તેવું ચાલે છે:—કીર્તન, ઓચ્છવ, રોજ નવા નવા ભાવ અનુભવવા ને કીર્તિ વધી છે, લોકોનો પૂજ્યભાવ છે, અનેક હૃદયમાં એમણે વાસ કર્યો છે, અનેકનાં જી પ્રેરાતાં જાય છે, સુવાસી બનતાં જાય છે.

હવે એમનાં પદોમાં વિલાસનો ઉપરાછાપરી આવતા શબ્દો ભાવને નથી. કવિતા સંયમી અને સરલ થાય વધતું જાય છે. નેર

૨

લોકો અને શિષ્યો એમનાં પદો શીખ્યે જાય છે અને મહેતાજી હવે માત્ર એકલું કીર્તન નથી કરતા, પણ ઉપદેશ પણ આપતા જાય છે :

રાત રહે જાહરે પાછલી ખટ ઘડી,
  સાધુ પુરુષને સૂઈ ન રહેવું;
નિદ્રાને પરહરી, સમરવા શ્રી હરિ,
  એક તું એક તું એમ કહેવું.

હવે એની વિશાળ દૃષ્ટિએ વિધવિધ કર્તવ્યોનાં રહસ્ય દેખાય છે :

જોગિયા હોય તેણે જોગ સંભાળવા,
  ભોગિયા હોય તેણે ભોગ તજવા;
વેદિયા હોય તેણે વેદ વિચારવા,
  વૈષ્ણવ હોય તેણે કૃષ્ણ ભજવા.

... ... ...

મુખ્ય વાત તે છેલ્લે કહે છે :

આપણે આપણાં કર્મ સંભાળવાં,
  કર્મનો મર્મ લેવો વિચારી;
નરસૈંના સ્વામિને સ્નેહથી સમરતાં,
  ફરી નવ અવતરે નર ને નારી.

એમની ભક્તિ કદી સંકુચિત હતી નહીં, અને દિનેદિને સર્વવ્યાપી થતી જાય છે. જુવાનીમાં રાસસહસ્રપદી રચતાં એમણે ગાયું હતું :

ગંગાધર ને ગોકુળપતિ વચ્ચે,
જે કોય આણે ભેદ;
ભણે નરસૈંયો વૈશ્નવ નહીં તે,
અધમ તેને કહે વેદ.

ફરી એ આધેડ વયમાં ગાય છે :

પ્રાતઃ સમે સુર ઉગ્યા પહેલાં,
જો રે રસના મુખ રામ કહે;
હાં રે હાં રે કૃષ્ણને તું ભજ નામે,
જગમા તારું નામ રહે.
રામ નામનો મહિમા મ્હોટો,
શિવ સનકાદિક ધ્યાન કરે.
... ... ...
સતો હમે રે વેવારીયા શ્રી રામ નામના.

એટલે રામ, કૃષ્ણ ને શંકરમાં એણે ભેદ કદી જોયો નથી. પણ હવે ઘડપણ આવે છે તેમ મહેતાજીનાં જ્ઞાનચક્ષુ ઉઘડે છે :

ઘેલા મન ! ગોવિંદને ગાની રે,
ઘેલા ગાની ગોવિંદ, ગાની રે;
શુકલતીર્થને ઉમરે ગે આલ્યો જમણે હાથ.

અને કૃષ્ણમાં તેને પરબ્રહ્મ દેખાય છે :

> કૃષ્ણકીર્તન વિના, નર સદા સૂતકી,
> વિમળ કીધે વપૂ શુદ્ધ ન થાયે;
> ... ... ...
> અજ ભવ સુરપતિ સ્વપ્ને પેખે નહીં,
> નેતિ નેતિ કહી નિગમ વામે;
> નરસૈયો રંક, જશ ગાઈને રીઝવે,
> સહસ્ર મુખે શેષ પાર ન પામે.

૩

આ દૃષ્ટિ નવી નથી. ધીમે ધીમે ઈશ્વરની સાથે એનું તાદાત્મ્ય વધતું જાય છે તેમ તેમ શ્રી કૃષ્ણને અંતર્યામી રૂપે ભજે છે. પણ જુનાં સ્મરણો તાજાં કરતાં ભાગવતના પ્રસંગો તે પદમાં ઉતારે છે. આ બધામાં હવે આત્મલક્ષીના ઉભરા નથી, પણ અંગત પ્રેમનાં સ્મરણોમાં પરલક્ષી આખ્યાનકારની તટસ્થતા આવતી જાય છે.

બાળલીલા, દાણલીલા, સુદામાચરિત્ર, કૃષ્ણજન્મનાં પદ એ રચે છે. આ રચનામાં અસલ ભાગવતનો અનુવાદ નથી, પણ સ્વતંત્ર કલાકારની રચના છે :

> જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા,
> તુજ વિના ધેનમાં કોણ જાશે?
> ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા,
> વડો રે ગોવાળિયો કોણ થાશે?

આથી સુંદર પંક્તિઓમાં બાળલીલાનો અનુવાદ ગુજરાતીમાં થયો નથી. પણ આ બધામાંથી અંગત પ્રેમની ઝમક ચાલી ગઈ છે.

૪

મહેતાજી વૃદ્ધ થયા છે. હરવું ફરવું પણ કઠણ થઈ ગયું છે. હવે તો માત્ર પરબ્રહ્મનું રટણ ને શ્રીકૃષ્ણના મંદ કીર્તનમાં જ સમય ચાલ્યો જાય છે. જીવનની નિરર્થકતાના પ્રશ્નો ઉઠે છે ને એકજ જવાબ પામી શમી જાય છે :

તું અલ્યા કોણ, તે કોને વળગી રહ્યો,
વગર સમજે કહે મ્હારું મ્હારુ ?
દેહ તારી નથી જો તું જુગતે કરી,
રાખતાં નવ રહે નિશ્ચે જાયે.

એને સ્પષ્ટ ભાસે છે કે—

જ્યાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહીં,
ત્યાં લગી સાધના સર્વ ખોટી.
કોણ છું ક્યાં થકી આવીયો જગ વિષે,
જઈશ ક્યાં છુટશે દેહ ત્યારે !—

એ પણ પ્રશ્નો ઉઠે છે. જીવ ને બ્રહ્મના ભેદ સમજવા પણ તે પ્રયત્ન કરે છે અને લાક્ષણિક જવાબ એમને સુઝે છે :

હું અને તુંપણું તજીશ નરસૈંયા, તો
ગુરુ તને હર્ષથી પાર પાડશે.

અને હંમેશની માફક, દીનતાની અવધિમાં તે ડુબે છે :

બેઉ કર જોડી નરસૈંયો વિનવે,
ભવજળ બૂડતાં બાંહ્ય તાણો.

અને આખરે એની વૃદ્ધ આંખે સત્ય દેખાય છે:

અખિલ બ્રહ્માંડમા એક તું શ્રીહરિ,
જૂજવે રુપે અનત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે
... ... ...
ભણે નરસૈંયો એ, મન તણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે

૫

જીવનનું ઝરણું સુકાતું જાય છે.

બ્રાહ્મમુહૂર્ત થાય છે. એક મોટા ફીકા ચંદ્રનું આછું તેજ ઘરોની છાંયાથી શેરીનો રસ્તો શ્યામળ કરે છે. કોઈનો અવાજ સંભળાતો નથી.

બહાર ચોતરા પર એક નાની ગંદી પથારીપર, ડુંટીયું વાળી, હાડપીંજર સમા વૃદ્ધ સુતા છે. હમેશની ટેવ પ્રમાણે આજે એમનાથી જપ કઈને ઉઠાતું નથી. શરીરમાં વેદના થાય છે, કમર ફાટે છે, આંખ આગળ લાલ વાદળો આવતાં ને જતાં દેખાય છે. એ ખાંસી ખાય છે. નિર્બલતાથી એમનો શ્વાસ રુંધાય છે.

જાગ્રત થતાં એમની વૃદ્ધ આંખે તિપલવાર શ્રીકૃષ્ણની મૂર્તિ પડે છે–મોર મુકુટ ને પીતાંબરધારીની, વૃંદાવનમાં

વેણું વાતી. એમનું હૈયું ધબકે છે. પાછી શિથિલતા આવે છે ને આંખ મીંચાઈ જાય છે. એમની નિર્ગતિનો પાર નથી.

થોડીવારે તે પાછા જાગ્રત અવસ્થામાં આવે છે. એક કંતાએલો, કરચલીયાળો હાથ, વર્ષોની ટેવોથી ઉશીકા નીચે જાય છે ને ત્યાં પડેલાં કરતાલ લે છે. આજે કરતાલ પણ ભારે લાગે છે. એ ઉઠવા જાય છે, પણ ઉઠાતું નથી. કોઈ પાસે નથી કે હાથ આપી ઉઠાડે. એ સુતા સુતા બબડે છે :

શા સુખે સુતો મેભાર શ્રી નાથને,
હાથ તે હરિ વિના કોણ ઝાલે.

... ... ...

જાગ રે જીવડા વાજ આગ્યો ઘણુંક, કેટલોએક પ્રતિબોધ દીજે.

તે જેમ તેમ કરતા ઉઠે છે, પથારીમાં બેસે છે ને હંમેશની માફક પરભાતીયું ગાય છે :

ઉઠ ઉતાવળો, ચાલ્યને વિઠ્ઠલા,
ગોવિંદ ગાયને વચ્છ ધાવે;
જાગને જાદવા જનની જશોદા વદે,
કહાન કાં ઘણી તને નિદ્રા આવે?

એમની કલ્પના કાંઈક ઉત્તેજાય છે. એમની દૃષ્ટિએ લાડકવાયો બાલગોપાલ આંખો ચોળતો દેખાય છે અને એમના હૈયામાં ઉષ્માનો સંચાર થાય છે :

દંતધાવન કરો, આળસ પરહરો;
રજની તિમિર ગયું પોહો ફાટ્યું.

કરમજો કૂર ને શે ન શીરાવતો,
દહીં રે દામોદરા થાય ખાટું

પેલું મુખ મોહક થતું જાય છે, અને એમના હૃદયને મુગ્ધ બનાવી રહે છે. વૃદ્ધનું મોં મલકે છે, અને અચકાતે, ખોખરે અવાજે તે ગાય છે :

બારણાં બહાર બળિભદ્ર ઉભા રહ્યા,
જો રે વહાલા તારી વાટ જોયે;
નરસૈના સ્વામિનું, મુખડું દીઠડે,
માતાનું મનડું અતિ રે મોહે.

અવાજ ચાલતો નથી, તુટી પડે છે. દલણું દળવા ઉઠેલી પડોસણને હંમેશાં સંભળાતા ભાવવાહી અવાજમાં આજે તૂટ પડી સંભળાય છે. આજે એ આમ કેમ ગાય છે? બીચારા માંદા બહુ છે.

વૃદ્ધ જેમ તેમ કરતાં ઉઠે છે. થોડીવારે એક વિધવા બાઈ આવી પાણીનો લોટો અને દાતણ મુકી જાય છે, અને એ મહા મહેનતે દાતણ કરે છે.

ધીમે ધીમે પ્હો ફાટે છે. વિહંગનો શોર સંભળાય છે. લોકોની આવજા થાય છે. એ વૃદ્ધ દાતણ કરી બેઠાબેઠા નિર્ગતિમાં ઝોકાં ખાય છે. રસ્તે જનારાં આવે છે, પગે લાગે છે, જયશ્રીકૃષ્ણ કહે છે. પણ આજે એમને ઘણી ઉંઘ આવે છે. એક ઝોકકો આવે છે, માથું નીચું પડે છે, ને તે ઝબકીને જાગે છે. વળી કરતાલ હાથ લે છે, એક તાલ દે છે ને મોઢામાંથી અવાજ નીકળે છે :

જાગીને જોઉં તો, જગત દીસે નહીં,
ઉંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે,
બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે.

આજે એક વૈષ્ણવ પડોશણ આવી ઘરમાં ફરતી સ્રીને ચેતવે છે. આજે એ ઝોકાં કેમ ખાય છે? અલી જો તો ખરી, પુછ તો ખરી. આજે શું લેશે? પેલી સ્રી એમને પુછે છે : ભુખ લાગી છે? શું કરું?

વૃદ્ધ ઉંચું જુવે છે, ચિત્ત ઠેકાણે લાવે છે ને મંદમંદ હસે છે. હા, ભુખ લાગી છે. બીજું શું બહેન? રાબડી. સ્રી જાય છે ને વૃદ્ધને પોતાના ઘડપણ પર તિરસ્કાર આવે છે :

રોજને રોજ જોઈએ રાબડી રે;
એવી બળી રે ઘડપણની ટેવ.
... ... ...
પ્રાતઃકાળ પ્રાણ માહરા રે, અન્ન વિના અકળાય.

વૃદ્ધને પોતાની નિર્બલતા પર હસવું આવે છે. શું દેહ છે? એ કરતાલ લઈ તાલ દે છે :

આંખડીએ ન સૂઝે રે, ગળે બહુ નાસિકા રે,
બોલે તે તો સંભળાય નહીં કરણ;
માયા તો ન મૂકે રે, તૂટે નહીં તૃષ્ણા રે,
ઓળખાયા નહીં અશરણશરણ;
હાથમાં લાકડી રે, ચરણ ચાલે નહીં રે,
તૂટીને શિથિલ થયું છે તન;

મુખમાંહી દંત રે, એકે દીસે નહીં રે,
તોય પાપીયું ઉદર માગે અન્ન.

જુવાની દહાડે રે, હરિને જાણ્યા નહીં રે.

આ પંક્તિઓ મોઢે આવે છે, માત્ર ટેવથી નહીં પણ હૃદયના ઉંડા ભાવથી પ્રેરિત. વૃદ્ધ છે, પણ ભાવેભાવમાં તે સજીવ છે. તે શબ્દો ગાય છે ત્યારે તેના અર્થથી તેનું આખું શરીર ઝઝણે છે.

રાબડી આવે છે ને વૃધ્ધ પીએ છે. એમનું ગળું શેકાય છે. તે ખુંખારે છે, અને વાડકો દૂર મુકે છે. હવે એમને ઠીક લાગે છે.

કાંપતે પગે, લાકડી ટેકવી તે ઉઠે છે. એટલામાં એક બે હરિજન દર્શને આવે છે તે એમને ઝાલી ઉઠાડે છે. તે સ્નાન કરવાની ના પાડે છે, છતાં વૃધ્ધ સ્નાન કરે છે:

એક નાના કંડીયામાં ફીકકી પડી ગએલી જરીપર એક પીત્તળના લાલજી પડયા છે ત્યાં થરથરતા તે વૃદ્ધ જાય છે. જેમ તેમ બેસી જઈ, નિસ્તેજ નયને તે લાલજીને જોઈ રહે છે—રસથી, એકાગ્રતાથી, અદ્ભુત સ્નેહથી. એને કંડીઓ નથી દેખાતો, જજરી જરી નથી દેખાતી, પીત્તળના લાલજી નથી દેખાતા. એની આંખે તો—

સાવ સોનાનું પારણું, માણક મોતીએ જડીયું રે—
ચોદશ, રત્નની કાન્તિ વિરાજે, ઝાઝ હીરલે મઢીયું રે.

એવું પારણું દેખાય છે અને તેમાં,

હિંડોલે ઉમળતાં રે ઉલ્લાસે ઘમઘમ ઘુઘરી ઘમકે રે–

એવો ' કુંવર કનૈયો અલૌકિક નાનો ' એને દેખાય છે. અને એક પલવાર હૈયામાંથી સરી ગએલો ગોપીભાવ ખડો થાય છે, અને ' માનુનીનું મન ઠમકે ' છે.

તે લાલજીને હર્ષથી, સ્નેહથી હાથમાં લે છે. થરથરતે હાથે પણ હેતથી, પંપાળી પંપાળી તેને તે શંખથી નવરાવે છે ને પાછી જીર્ણ જરી પર ગોઠવે છે.

એટલામાં હરિજનો આવી લાગે છે અને ત્યાં બેસી જાય છે. વૃદ્ધ તો એના પ્રભુની પરિચર્યામાં મગ્ન છે. લાલજીની પૂજા થયા પછી તુલસીના પત્ર પર સાકરની કકડીનું નૈવેદ્ય ધરાવતાં તે માથું ભોંય પર ટેકવી, દીન અવાજે બોલે છે:

તારી કેમ કરી પૂજા કરૂં શ્રી કૃષ્ણ કરુણાનિધિ,
અકળ આનંદ કહ્યો ન જાયે;
સ્થાવર જંગમ વિશ્વ વ્યાપિ રહ્યો,
કેશવા કંડીએ કેમ સમાયે.

તે પ્રશંસામુગ્ધ જોઈ રહે છે, અને દીન અવાજે ગાય છે:

બાર મેઘે કરી, સ્નાન શ્રીપતિ કર્યાં,
શંખની ધારે હરિ કેમ રીઝયા?
ઓગણપંચાશ તને વાયુ વંજન કરે,
સૂક્ષ્મ વાયુ તુને કેમ ગમીયા?

ક્યાં સુધી તે મુંગા પડી રહે છે, ને પછી આરંભે છે:

અરાઢભાર વનસ્પતિ, હરનિશ નીમજે,
માળી તે પાંતરી શારે લાવે;
સુવા ચંદન કરી પ્રભુ તુને પૂજીએ,
અંશના ભેદકની તુલ્ય ના'વે.

એકદમ અવાજમાં સ્ફૂર્તિ આવે છે ને તે આંખમાંથી આંસુ લુછે છે :

તારે નિત નિત અવનવા નૈવેદ કમળા કરે,
સૂક્ષ્મ નૈવેદ કેમ તુલ્ય આવે ?

તે મુંગા રહે છે ને હરિજન તરફ ફરી કહે છે :

ભણે નરસયો, જેને કૃષ્ણરસ ચાખીઓ,
પુનરપી માતને ગર્ભ ના'વે.

થોડીવાર કોઈ બોલતું નથી, અને પ્રસાદની કકડી વૃદ્ધ થોડી લે છે, થોડી બીજાને આપે છે.

વૃદ્ધ મુંગા મુંગા બેસી રહે છે. આંખો ફરી નિસ્તેજ થાય છે, અને નિર્ગતિ વધી પડે છે. તે જાગે છે કે ઉંઘે છે તે કોઈ કહી શકતું નથી. વળી તે આંખો ઉઘાડે છે, હાથ પાસે પડી કરતાલ સંભાળે છે ને બેઠેલે અવાજે કંઈ બોલે છે :

ધ્યાન ધર હરિ તણું, અલ્પ મતિ આળસુ,
જે થકી જન્મનાં દુઃખ જાયે.

વળી અવાજ મંદ પડે છે :

અંગ જોબન ગયું, પલિત પિંજર થયું;
તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેવું.

પાછો અવાજ બંધ થાય છે અને તે છેલ્લી પંક્તિ ઉચ્ચારે છે :

નરસૈયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી,
અવર વેપાર નહિ ભજન તોલે.

તે થોડીવાર પાછો શાંત રહે છે. એની કલ્પના એના સ્વામિને જોઈ રહે છે અને તેના પ્રતાપમાં મુગ્ધ બને છે. તે બબડે છે :

આદ્ય તું મધ્ય તું, અંત્ય તું ત્રિકમા,
એક તું એક તું એક પોતે; .
અખિલ ચો બ્રહ્મ બ્રહ્માદિક નવ લહે,
ભૂલ્યા માનવી અન્ય.
રવિ શશિ કોટી નખ ચંદ્રિકામાં વસે,
દૃષ્ટિ પહોંચે નહીં ખોજ ખોળે.

એની દૃષ્ટિ લાલછ પર પડે છે, અને શ્રીકૃષ્ણ પરમબ્રહ્મ સાથ એકાકાર ભાસે છે :

અખિલ શીવ આદ્ય આનંદમય
સુંદરી ગધિ

રાધિકાનું નામ દેતાં કંઈ કે સ્મરણ થ

પોતે પણ ... હતો, દતિ ઘ
પણ એવો જ ... છે ? અને
એક તાને બાં

તે પૂર્ણ પુરુષોત્તમ પ્રેમદા શું રમે,
ભાવે શું ભામની એક લીધો;
જે રસ વ્રજતણી નાર વિલસે મદા,
સખી રુપે તે નરસૈંયે પીધો.

વ્રજતણી નારનો રસ એણે પીધો એટલું જ નહીં પણ તેને સહસધા અમૃતમય બનાવી અંતકાળે પણ એક અપૂર્વ એવી ભાવના બનાવી.

૬

આજે પણ એનું હૃદય પ્રણયથી જ ઉભરાય છે. પ્રણય, દૈન્ય અને શ્રદ્ધાથી પ્રશાંત; અનુભવ અને દુઃખથી વિશુદ્ધ; જુવાની જતે વાસનાવિહોણો પણ જરાયે પ્રેર્યો. પ્રણય, તે દરેક જીવમાં એક આત્મે વિલસતો; આમરણ પ્રણયીનો હોય એવો. પ્રણય-પ્રબલ, એકાગ્ર, ભવ્ય.

આખરે પૂજા પૂરી થાય છે. બે જણ એને લઈ ઓટલા પર લઈ જાય છે અને એક બે જણ શીવાય બધાં વીખરાય છે. વૃદ્ધ ફરી નિર્ગત બની પડી રહે છે.

"ભાઈ," વૃદ્ધનો થાક ઉતર્યે તે પેલાઓને બોલાવે છે: "પેલું 'ગોવિંદગમન' પુરું કરીએ."

"કાલે. ઉતાવળ શું છે?"

"ના, ભાઈ ના. ગયો અવસર ન આવે તો?" ને એક ટુંક બનાવી તે ગાય છે. તેની પાછળ પેલા ઝીલે છે ને એક જણ લખે છે:

અંગ જોબન ગયું, પલિત પિંજર થયું;
તોય નથી લ્હેતો શ્રીકૃષ્ણ કહેલું.

પાછો અવાજ બંધ થાય છે અને તે છેલ્લી પંક્તિ ઉચ્ચારે છે :

નરસૈંયા રંકને, પ્રીત પ્રભુશું ઘણી,
અવર વેપાર નહિ ભજન તોલે.

તે થોડીવાર પાછો શાંત રહે છે. એની કલ્પના એના સ્વામિને જોઈ રહે છે અને તેના પ્રતાપમાં મુગ્ધ બને છે. તે બબડે છે :

આદ્ય તું મધ્ય તું, અંત તું ત્રિકમા,
એક તું એક તું એક પોતે; .
અખિલ ચો બ્રહ્મ બ્રહ્માદિક નવ લહે,
ભૂરચા માનવી અન્ય.
રવિ શશિ કોટી નખ ચંદ્રિકામાં વસે,
દૃષ્ટિ પહોંચે નહીં ખોજ ખોળે.

એની દૃષ્ટિ લાલજી પર પડે છે, અને શ્રીકૃષ્ણ પરમબ્રહ્મ સાથ એકાકાર ભાસે છે :

અખિલ શીવ આદ્ય આનંદમય કૃષ્ણજી,
સુંદરી રાધિકા ભક્તિ તેની.

રાધિકાનું નામ દેતાં કૈં કૈં સ્મરણ થાય છે.

પોતે પણ ગોપી હતો, દૂતિ થયો હતો. હાસ્તો. આજે પણ એવો જ છે. શો ફેર છે ? અને તે જુવાનીનાં સ્મરણોને એક તાને બાંધે છે :

તે પૂર્ણ પુરુષોત્તમ પ્રેમદા શું રમે,
ભાવે શું ભામની એક લીધો;
જે રસ વ્રજતણી નાર વિલમે સદા,
સખી રુપે તે નરસૈંયે પીધો.

વ્રજતણી નારનો રસ એણે પીધો એટલું જ નહીં પણ તેને સહસધા અમૃતમય બનાવી અંતકાળે પણ એક અપૂર્વ એવી ભાવના બનાવી.

૬

આજે પણ એનું હૃદય પ્રણયથી જ ઉભરાય છે. પ્રણય, દૈન્ય અને શ્રદ્ધાથી પ્રશાંત; અનુભવ અને દુઃખથી વિશુદ્ધ; જુવાની જતે વાસનાવિહોણો પણ જરાયે પ્રેર્યો. પ્રણય, તે દરેક જીવમાં એક આત્મે વિલસતો; આમરણ પ્રણયીનો હોય એવો. પ્રણય–પ્રગલ, એકાગ્ર, ભવ્ય.

આખરે પૂજા પૂરી થાય છે. બે જણ એને લઈ ઓટલા પર લઈ જાય છે અને એક બે જણ શીવાય બધાં વીખરાય છે. વૃદ્ધ ફરી નિર્ગત બની પડી રહે છે.

"ભાઈ," વૃદ્ધનો થાક ઉતર્યે તે પેલાઓને બોલાવે છે: "પેલું 'ગોવિંદગમન' પુરું કરીએ."

"કાલે. ઉતાવળ શું છે?"

"ના, ભાઈ ના. ગયો અવસર ન આવે તો?" ને એક ટુંક બનાવી તે ગાય છે. તેની પાછળ પેલા ઝીલે છે ને એક જણ લખે છે:

ઉપરથી હરિ દુઃખડા દેખાડે, પણ અંતે સુખદાતા રે;
ભક્તને ભૂધર નવ વિસરે રે, વેદ પુરાણ વદાતા રે.

તે થોભે છે, ને આખા જીવનપર દૃષ્ટિ નાખે છે. એને દેખાય છે આખા જીવનનું એકજ સૂત્ર :

વચન પર રહે વિશ્વાસ,
તેની આશા એ પૂરે રે;
દુઃખ સુખ વેઠી હરિ ભાગે,
તેમ છે નહિ અધૂરે રે.

આ એનું ઈશ્વરપ્રણિધાન. પછી પોતાની સ્થિતિનો ખ્યાલ આવે છે.

હું ગાતાં ગાતાં વૃદ્ધ થયો, એક અંશ ગુણ ન ગાયા રે,
આજ કાલ કરતાં જરા આવી, નથી મૂકાતી માયા રે.

આ એનો જીવનમંત્ર. હરિગુણ ગાવા જન્મ્યો. હરિગુણ ગાતો મરવા બેઠો છું. પણ હજી તો હરિના ગુણ ગાવાના બાકી રહી ગયા. શા માટે હું અટકું ?

મરું તેવારે માયા મુકાયે,
બળતે મકાય તે ઋકું રે;

ના; શા માટે ?

અવસર ગયો ફરી નહિ આવે,
માટે સમય નહિ ચુકું રે.

તે થોડીવાર થાક ખાય છે. હવે ઘણું થયું :-

એમ ધારી હરિગુણ ગાયા,
ગોવિંદગમનમાં નહાયા રે;
હરિગુણમાં કો દોષ ન ભાળો,
દોષભર્યાં જે જાયા રે.

એક જ મારી પ્રતિજ્ઞા, એટલે દોષ હોય તો શું ને ન હોય તો શું ?

વળિયાં પળિયાં પડિયાં અંગે,
ત્યારે તો મેં લખિયું રે.

પણ રખેને કોઈ કહે કે ઘડપણમાં કૈં લખવાની જરુર? તે ઉમેરે છે :

નરસૈંને ગુણ ગાવા નિશ્ચે,
તેથી એ દશામાં ભાખ્યું રે.

'ગોવિંદગમન' પુરું થાય છે. લહીઓ લેખપર રેતી નાખે છે. નરસૈંયો નિશ્ચિંત બની માથું લટકતું રાખી, નિશ્ચેતન થાય છે. એના હાથ પગ કાંપે છે.

૭

બપોર પડી. હંમેશાં તે આ વખતે ભાગવતનું પારાયણ શ્રવણ કરતા અને લોકો તે સાંભળવા આવતા. આજે હરિજનની ઠઠ મળી, પણ મહેતાજી ઉઠયા નહોતા. આખરે એક જણ એમને ઉઠાડે છે. કાંપતા, થરથરતા તેને જેમ તેમ કરી બે જણ તકીયે બેસાડે છે. લોકો પગે લાગે છે. તેનો સત્કાર તે આસ્તેથી, ઘેનમાં કરે છે.

ભાગવતનું પારાયણ શરુ થાય છે :

तत्रारमन गोविन्दो रासक्रीडामनुव्रतै : ।
स्त्रीरत्नैरविन्तः प्रीतैरन्योन्याबद्धबाहुभि : ॥

મહેતાજીને કાને સ્વર પડે છે ને હોઠ ફફડે છે.

ભાગવત વાંચનાર થંભે છે. મહેતાજીનો સ્વર, અચકાતો, કાંપતો, પોતાનું પદ ગાય છે :

વૃંદાવનમાં માનની, મધ્યે મોહન રાજે;
કંઠે પરસ્પર બાહુલડી, ધૂન નેપુર વાજે.

શ્રોતાવૃંદ પદ લઈ લે છે અને થોડોક વખત રાસના પદોની ધુનથી બધું ગાજે છે. જેમજેમ હરિજનો ગાય છે, વગાડે છે ને નાચે છે, તેમ તેમ મહેતાજી જરા ભાનમાં આવે છે. એમની આંખોમાંનાં અંધારાં દૂર થાય છે. એમના મુખપર આનંદ છવાય છે. તે કરતાલ લઈ વગાડવા જાય છે. પણ કરતાલ કેટલાંય વર્ષે આજે ઉંચકાતી નથી.

કયાં સુધી કીર્તન ચાલે છે. મહેતાજી જરા ટટાર થાય છે. એક બે વિષ્ણુભક્ત પંડિતો પણ ત્યાં આવીને બેઠા છે. તેમને જોઈ, તે હસીને આવકાર દે છે. પણ પાછી આંખો મીંચાય છે, હાથ નીચે પડે છે, માથું નીચું નમે છે.

"હરિજન ! ઉઠો ઉઠો. કૈં લેશો ?" એક ભક્ત કહે છે અને તકીયો ઠેકાણે રાખે છે. તે ઝબકીને જાગે છે, બધાને જુવે છે અને હસે છે-દીનતાથી.

"વૈષ્ણવ, કૈં ભજન ગાશો ?" તેમને કાને એ શબ્દ પડે છે. તે અંદરથી કૈંક ચેતન પકડે છે, અને તેમના હાથ જાણ્યે અજાણ્યે કરતાલ લેવા જાય છે. એક જણ એમના હાથમાં કરતાલ મુકે છે, પણ તે એમનાથી વગડતી નથી. ધીમેથી, તૂટતે, ખરખરને અવાજે એ ગાય છે. બધા શાંતિથી પૂજ્યભાવે પ્રેરિત સાંભળે છે :

અવ્યા નામ પામ્યો, પણ ગમને નવ લહ્યા,
વૈષ્ણવપદ કેરું બિરદ ઝાલે;
પુત્ર વિના જેમ, ઘર મધ્યે પારણું,
વર વિના તે જેમ જાન મહાલે.'

તે અટકે છે. દીનતાથી જોઈ રહે છે, તેનાથી બોલાતું નથી. એક જણ પાણી પાય છે :

વ્યાધિની વેદના, વિશ્વની ના ટળે,
હાલો ગગનમાં મેઘ ગાજે;
હરિને જાણ્યા વિના, હરિ કેરો જન થયો,
વાત પક્વાનથી ભૂખ ન ભાગે.

અવાજ છેક બેસી જાય છે, ને સખત ખાંસી થઈ આવે છે. થોડીવાર કોઈ બોલતું નથી. 'મહેતાજી, રહેવા દો' એક જણ કહે છે. આજે નિર્ગતિ ઘણી આવી છે. એમના હાથ નિશ્ચેષ્ટ છે, પણ હોઠ બોલે છે :

પિંડમાં પ્રભુ પણ, પ્રગટ પેખે નહીં,
ફોકટ ભમે તે દૂર ભાળે.

અવાજ બંધ થાય છે.

બપોર પછીનો સૂર્ય, છાપરા પરથી નીચે ઉતરતાં, પોતાનાં કિરણોથી, શિથિલ થતાં એમનાં ગાત્રોને કૈંક ચેતન આપે છે. એક પંડિત આડંબરી આશ્વાસન દે છે :

"વૈષ્ણવજન ! હવે સુઈ જાઓ. પ્રભુ કોઈએ નીરખ્યા છે ?"

મહેતાજીને કાને એ ધ્વનિ પડે છે. તેની આંખ ઉઘડે છે, તેનું માથું ઉંચું થાય છે. તે ઉંચે જુએ છે ને સૂર્યબિંબ તેની સામું લટકી રહે છે. તે પંડિત તરફ જુએ છે. નથી નીરખ્યા ? નીરખવા છે ? તેમના અવાજમાં પડકાર છે.... બધા જોઈ રહે છે. એકદમ તેમના હાથમાં જોર આવે છે ને તે કરતાલ ઉંચકે છે. એક સુકાએલે–કંતાએલે હાથે તે સૂર્યને સત્કારે છે, અને બોલે છે :

> નીરખને ગગનમાં કોણ ઘુમી રહ્યો,
> તેજ હું તેજ હું શબ્દ બોલે;
> શ્યામના ચરણમાં ઇચ્છું મરણ રે,
> અહીંયાં કોઈ નથી કૃષ્ણ તોલે.

એના મુખપર ભક્તિરસનો પ્રભાવ પ્રસરે છે. એના જડ થએલા શરીરમાં જોર આવે છે :

> શ્યામ શોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી,
> અનંત ઓચ્છવમાં પંથ ભૂલી;
> જડ ને ચૈતન્ય, રસ કરી જાણવો,
> પકડી પ્રેમે સજીવન મૂળી.

એકદમ તે હતા તેવા થઈ જાય છે, હસે છે; ને લોકો એમનું તેજસ્વી થતું મુખ જોઈ મુગ્ધ થાય છે.

કૃષ્ણ નીરખવો છે? જુઓ! તેનો અવાજ ગાજે છે ને હાથ કરતાલનો તાલ દે છે.

જળહળ જ્યોત ઉદ્યોત રવિ કોટમાં,
હેમની કોર જ્યાં નીસરે તોલે;
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે,
સોનાનાં પારણાં માંહી ઝૂલે.

તે ચોભે છે ને હાથનો લટકો કરી પાછું પદ શરુ કરે છે—

બત્તિ વિણ તેલ વિણ, સૂત્ર વિણ જો વળી,
અચળ ઝળકે સદા અનળ દીવો;
નેત્ર વિણ નિરખવો, રુપ વિણ પરખવો,
વણ જિવ્હાએ રસ સરસ પીવો.

કરતાલ ઠમકે છે—જોરથી. અવાજ મોટો થાય છે—

અકળ અવિનાશી એ, નવ જ જાએ કળ્યો;
અરધ ઉરધની માંહે મહાલે;

તે બે હાથે વિશ્વ બતાવે છે—

નરસૈયાચો સ્વામી સકળ વ્યાપી રહ્યો...

તે હસે છે, ઉલ્લાસથી, પ્રેમથી, આનંદથી. અને ઉમેરે છે—

...પ્રેમના તંતમાં સંત ઝાલે.

અને એ મૂક વદને સૂર્યને જોઈ રહે છે, અને અશ્રૂપૂર્ણ નયનોમાં ઉભરાતો પૂજ્યભાવ બધા જોઈ રહે છે. એના મુખપર સરલતા, દૈન્ય ને ભક્તિભાવ તેજના અંબાર રચે છે.

—ને હાથ જરા હેઠા પડે છે. તેજસ્વી આંખો એકાગ્ર

બની જોઈ રહે છે. હોઠમાંથી મંદ, ખચકાતો, ખખરીભર્યો અવાજ નીકળે છે—

શ્યામના ચરણમાં...

અવાજમાં પોણા સૈકાની દીન ભક્તિ ધ્રુસ્કું આણે છે—

ઇચ્છું છું મરણ રે...

અવાજ અટકી પડે છે. એકદમ તે પડે છે, ફસડાઈને. તકીયા પર તેનું માથું પડી જાય છે.

જે હાથ અહોનિશ પ્રાર્થતા તે નિશ્ચેતન બને છે. જે કરતાલ સદા અવિશ્રાંત રહેતી તે ભોંયે પડી, સદાની શાંતિ પામે છે. જે હોઠો નિશદિન રાધારમણનું રટણ કરતા તે, નીસરતા ઘઘરાટમાંથી, અસ્પષ્ટ રીતે શબ્દો બનાવવા મથે છે....સદાને માટે અણબોલાયલા રહેવા સર્જાએલા એ શબ્દો.

અને એ ભક્તશિરોમણિ અનંત ઓચ્છવ કરતો એમના શ્યામના ચરણમાં સદા વાસ કરવા સંચરે છે. અને મુકી જાય છે, ગુજરાતી સાહિત્ય અને જીવનને, સદીઓની પ્રેરણા; આર્યસંસ્કારને, મઘમઘતા જીવનનો વારસો; અને સકલ જગતને, પરમ પવિત્ર એવા વૈષ્ણવજનની સદાય અવિસ્મરણીય એવી સરસ ભાવના.

... ... ...

જીવનભર એમણે સાચું સ્વપન જોયું; આમરણ એ સાચું સ્વપન જીવી ગયા; અને મરતાં સાચાં સ્વપન જીવતાં કરવાની કલા શીખવી ગયા.

# જીવનમાંથી જડેલી

ખંડ ૧ અને ૨ ( સાથે )

શ્રી. લીલાવતી મુનશીએ તેમના આ નવા નવલિકાસંગ્રહમાં સંસારના જુદા જુદા પ્રસંગોને અદ્‌ભુત કલાથી ચીતર્યા છે, ભાષાની સચોટતામાં, આલેખનની સુરેખતામાં અને દૃષ્ટિબિન્દુની વાસ્તવિકતામાં આ પુસ્તક અનુપમ છે.

આમાં પ્રકટ થએલી વાતો "વનમાલાની ડાયરી", "સત્યાગ્રહ", "જસોદાનો જીવનવિકાસ" વગેરેને વિવેચકોએ ઉંચી કલાકૃતિ તરીકે વખાણી છે આમાંની સર્વે વાતો દરેક ગુજરાતીએ વાંચવી જોઇએ.

આ યુગની સ્ત્રીઓનું માનસ સમજાવનાર આ પુસ્તક ગુજરાતના વિકાસનું સીમાચિન્હ છે.

આમાં એકંદર ૧૭ વાતો છે. પૃ૪ ૩૭૮: કીંમત રૂ. ૨-૮-૦

# નરસૈંયો : ભક્ત હરિનો

**શ્રી. કનૈયાલાલ મુનશીએ લખેલું પહેલું જીવનચરિત્ર.**

ગુજરાતી સાહિત્યમાં નવી જ રીતે લખાએલું આ જીવનચરિત્ર સૌ ગુજરાતીએ વાંચવું જ જોઇએ.

જુનાગઢનો આદિકવિ આ ચરિત્રમાં જીવતો જાગતો થઇ સંચરે છે. એ જીવનચરિત્ર નથી, પણ નરસિંહ મહેતાના જીવનનું તેમના અવતરણો સાથેનું એક ગદ્યકાવ્ય છે.

શ્રી. કનુ દેસાઇ પાસે ખાસ દોરાવેલાં પાંચ ચિત્રો ઉપરાંતઃ-

૧ : નરસિંહ મહેતાનાં કાવ્યોનું પૃથક્કરણ

૨ : હારમાલા

૩ : નરસિંહ મહેતાનો કોયડો—

ઉપોદ્‌ઘાતના આ ત્રણ નિબંધોમાં શ્રી. મુનશીએ ગુજરાતના આદિકવિ વિષે ઉંડું અન્વેષણ કર્યું છે. કિંમત રૂ. બે